**૪ અથ સાધનપંચક સ્તોત્ર : –શ્રીગણેશાય નમઃ**

૧. નિત્ય વેદનું અધ્યયન કરવું, તેમાં કહેલા કર્મનું સારી રીતે અનુષ્ઠાન કરવું, તે કર્મ વડે ઇશ્વરની પૂજા કરવી, કામ્ય કર્મમાં રહેલી પ્રીતિ મૂકી દેવી, પાપના સમૂહને સારી રીતે ધોઇ નાંખવો, સંસારના સુખમાં દોષનું અનુસંધાન કરવું. આત્માને જાણવાની દૃઢ ઇચ્છા કરવી, ને (પછી) પોતાના ઘરમાંથી શીઘ્ર નીકળી જવું. (વિવિદિષા સન્યાસ ધારણ કરવો.)

૨. (પછી) સત્પુરૂષોનો સમાગમ કરવો, પરમાત્માની દૃઢ ભક્તિ કરવી, શાંતિ આદિ ( શુભ ગુણો ) નો સારી રીતે સંગ્રહ કરવો, વધારે દૃઢતાથી કર્મનો શીઘ્ર સારી રીતે ત્યાગ કરવો, સારા વિદ્વાન ( શ્રોત્રિય-બ્રહ્મનિષ્ઠ ) પુરૂષનું શરણ ગ્રહણ કરવું, પ્રતિ દિવસ તેમની પાદુકાનું સેવન કરવું, (તેમની પાસે) એક અવિનાશી બ્રહ્મ (ના ઉપદેશ ની) (એકાક્ષરી પ્રણવ બ્રહ્મની) પ્રાર્થના કરવી, (ને તેમની પાસેથી) ઉપનિષદોનાં વાક્યોનું સાવધાનતાપૂર્વક શ્રવણ કરવું.

૩. ( પછી તે ) વાક્યના અર્થનો વિચાર કરવો, વેદાંતના પક્ષનો સારી રીતે આશ્રય કરવો, કુતર્કથી સારી રીતે વિરામ પામવું, શ્રુતિને અનુકુળ એવા તર્કનું ( વારંવાર ) અનુસંધાન પામવું, “ હું બ્રહ્મજ છું ” એવી ( દૃઢ ) ભાવના નિત્યપ્રતિ કરવી, મિથ્યાભિમાનનો પરિત્યાગ કરવો, શરીરમા રહેલી હુંપણાની બુદ્ધિને તજી દેવી, ને જ્ઞાની પુરૂષોની સાથેના વાદનો પરિત્યાગ કરવો.

૪. ભૂખરૂપ રોગની ચિકિત્સા કરવી ( ઉપાય કરવો ),–પ્રતિ દિવસ ભિક્ષાન્નરૂપ ઔષધ ખાવું, પરન્તુ સ્વાદવાળા અન્નની માગણી ન કરવી–પ્રારબ્ધથી પ્રાપ્ત થએલાવડે સંતોષ રાખવો, ટાઢ તડકા આદિને

औदासीन्यमभीप्स्यतां जनकृपानैष्ठुर्यमुत्सृज्यताम् ॥४॥

एकान्ते सुखमास्यता परतरे चेतः समाधीयताम्
पूर्णात्मा सुसमीक्ष्यता जगदिदं तद्बाधितं दृश्यताम् ।
प्राक्कर्म प्रविलाप्यतां चितिबलान्नाप्युत्तरैः श्लिष्यताम्
प्रारब्धं त्विह भुज्यतामथ परब्रह्मात्मना स्थीयताम् ॥५॥

इति श्रीमच्छंकराचार्यविरचितं साधनपंचकस्तोत्रं संपूर्णम् ।

## ५ ॥ विचारस्वरूपमाह ॥

कोऽहं कथमिदं जातं को वै कर्ताऽस्य विद्यते ।
उपादानं किमस्तीह विचारः सोऽयमीदृशः ॥१॥

नाहं भूतगणो देहो नाहं चाक्षगणस्तथा ।
एतद्विलक्षणः कश्चिद्विचारः सोऽयमीदृशः ॥२॥

अज्ञानात्प्रभवं सर्वं ज्ञानेन प्रविलीयते ।
संकल्पो विविधः कर्ता विचारः सोऽयमीदृशः ॥३॥

एतयोर्यदुपादानमेकं सूक्ष्मं सदव्ययम्
यथैव मृद्घटादीनां विचारः सोऽयमीदृशः ॥४॥

સારી રીતે સહન કરવાં, તથા પ્રયોજન વિનાનું વચન ન બોલવું, ઉદાસીનપણાને, સર્વ ભણીથી ઇચ્છવું, (ને) મનુષ્યો ઉપર કૃપા કરવાનું તથા નિર્દયતા કરવાનું મૂકી દેવું.

૫. એકાંતમાં સુખપૂર્વક બેસવું, માયાથી પરમાં (બ્રહ્મમાં) ચિત્તને સારી રીતે એકાગ્ર કરવું, પૂર્ણાત્માનો સારી રીતે સાક્ષાત્કાર કરવો, તે (પૂર્ણાત્મા) વડે આ જગતને બાધ પામેલું જોવું, (કલ્પિત જોવું,) ચૈતન્યના સામર્થ્યથી સંચિત કર્મોનો સારી રીતે લય કરવો, ઉત્તરોની (ક્રિયમાણકર્મોની) સાથે પણ ન જોડાવું, (અભિમાન ન કરવો), અહિં પ્રારબ્ધ તો ભોગવવું ને પછી (પ્રારબ્ધ કર્મની સમાપ્તિ પછી વિદેહમુક્તિકાલમાં) પરબ્રહ્મરૂપે સ્થિતિ કરવી.*

(ઇતિ શ્રીમત્ શંકરાચાર્યે રચેલ સાધનપંચકસ્તોત્ર સમાપ્ત.)

## ૫ વિચારનું સ્વરૂપ કહે છે*

૧ હું કોણ છું, આ (દૃશ્ય જગત) કેવી રીતે ઉત્પન્ન થયું, આનો કર્તા કોણ છે, આ દૃશ્ય જગતનું ઉપાદાન કારણ શું (તે શેમાંથી બનેલું છે)? આ આવા પ્રકારનો વિચાર તે (વિચાર).

૨ હું (પંચ) ભૂતના સમૂહરૂપ દેહ નથી, તેમ હું ઇન્દ્રિયોનો

---

*ભાવાર્થ–અહિં પરબ્રહ્મ રૂપે સ્થિતિ કરવી જોઇએ, એવું વિધાન નથી, પણ તેમની પરબ્રહ્મરૂપે સ્થિતિ થાય છે એમ વસ્તુ-સ્થિતિનું માત્ર નિરૂપણજ છે.

*પ્રથમ શ્લોકના જવાબરૂપે દરેક પ્રશ્નના અનુક્રમે શ્લોક ૨, ૩, ને ૪ છે. છેલ્લો (પાંચમો) શ્લોક વિચાર પ્રકરણના ઉપસંહારરૂપ છે.

अहमेकोऽपि सूक्ष्मश्च ज्ञाता साक्षी सदव्ययः ।
तदहं नात्र संदेहो विचारः सोयमीदृशः ॥९॥

इति अपरोक्षानुभूतिः श्लोक १२–१६

## ६ ॥ वैराग्यविचाराः ॥

आदरेण यथा स्तौति धनवन्तं धनेच्छया ।
तथा चेद् विश्वकर्तारं को न मुच्येत बन्धनात् ॥१॥

यथा सुनिपुणः सम्यक् परदोषेक्षणेरतः ।
तथा चेन्निपुणः स्वेषु को न मुच्येत बन्धनात् ॥२॥

धर्माख्याने स्मशाने च रोगिणां या मतिर्भवेत् ।
सा सर्वदैव तिष्ठेचेत् को न मुच्येत बन्धनात् ॥३॥

भोजनान्ते स्मशानान्ते मैथुनान्ते च या मतिः
सा मतिश्चेत् सदैव स्यात् को न मुच्येत बन्धनात् ॥४॥

समासक्तं यथा चित्तं जन्तोर्विषयगोचरे ।
यद्येवं ब्रह्मणि स्यात्तत् को न मुच्येत बन्धनात् ॥५॥

સમૂહ નથી: એથી વિલક્ષણ કોઇક છું.–આ આવા પ્રકારનો વિચાર તે ( વિચાર ).

૩ બધું ( દશ્ય જગત ) અજ્ઞાનથી ઉત્પન્ન થએલું છે, અને જ્ઞાનવડે તેનો અત્યંત લય થાય છે. વિવિધ પ્રકારનો સંકલ્પ તેનો કર્તા છે.–આ આવા પ્રકારનો વિચાર તે ( વિચાર ).

૪ જેમ માટી, ઘટ આદિનું કારણ છે, તેમ આ બન્નેનું ( પંચભૂત તથા ઇન્દ્રિયોનુ: અથવા અજ્ઞાન તથા વિચાર જ્ઞાનનું ) જે મૂળ કારણ છે, તે એક, સૂક્ષ્મ, સત્ અને અવિનાશી છે.–આ આવા પ્રકારનો વિચાર તે ( વિચાર ).

૫ હું એક, અને વળી સૂક્ષ્મ, જ્ઞાતા, સાક્ષી, સત્ અને અવિનાશી છું. તેથી હું ( બ્રહ્મ ) છું તેમાં સંદેહ નથી.–આ આવા પ્રકારનો વિચાર તે ( વિચાર ).

ઇતિ અપરોક્ષાનુભૂતિ શ્લોક ૧૨ થી ૧૬.

## ૬ વૈરાગ્ય વિચાર

૧ ધનની ઇચ્છાથી ધનવાનની આદર સહિત જેમ સ્તુતિ કરે છે, તેમ જો વિશ્વકર્તાની સ્તુતિ કરે તો, બંધનમાથી કોણ મુક્ત ન થાય ?

૨ જેમ પારકા દોષ જોવામા ઘણી હોંશિયારીથી સારી રીતે લાગેલો રહે છે, તેમ જો પોતાના દોષો જોવામા નિપુણ રહે તો, બંધનમાંથી કોણ મુક્ત ન થાય ?

૩ ધર્માખ્યાન અને સ્મશાનમાં, તેમજ રોગીઓની, જે વૃત્તિ હોય છે, તેવી વૃત્તિ જો સર્વદા રહ્યા કરે તો, બંધનમાંથી કોણ મુક્ત ન થાય ?

## ७ ॥ भो मुमुक्षवः सावधाना भवत ॥

आशायां बध्यते लोकः कर्मणा परिबद्ध्यते ।
आयुः क्षीणं न जानाति तस्माज्जागृहि जागृहि ॥१॥

कामक्रोधौ लोभमोहौ देहे तिष्ठंति तस्कराः ।
हरंति ज्ञानरत्नानि तस्माज्जागृहि जागृहि ॥२॥

ऐश्वर्यं स्वप्नसंकाशं यौवनं कुसुमोपमम् ।
क्षणं चंचलमायुष्यं तस्माज्जागृहि जागृहि ॥३॥

माता नास्ति पिता नास्ति नास्ति बंधुः सहोदरः
अर्थो नास्ति गृहं नास्ति तस्माज्जागृहि जागृहि ॥४॥

जन्मदुःखं जरादुःखं नित्यदुःखं पुनः पुनः ।
संसारसागरे दुःखं तस्माज्जागृहि जागृहि ॥५॥

૪ ભોજનના, સ્મશાનના અને મૈથુનના અંતમા જેવી મનોવૃત્તિ હોય છે, તેવી વૃત્તિ જો હમેશાં હોય તો, બંધનમાંથી કોણ મુક્ત ન થાય?

૫ વિષયમા પ્રાણીનું મન જેવું સારી રીતે આસક્ત હોય છે, તેવું જો બ્રહ્મમા હોય તો, બંધનમાંથી કોણ મુક્ત ન થાય?

## ૭ હે મુમુક્ષુઓ! સાવધાન થાઓ.

૧ લોકો, આશાની અંદર બંધાય છે, કર્મથી ચારે પાસ બંધાય છે, આયુષ ક્ષીણ થતું જાણતા નથી. માટે જાગો, જાગો.

૨ દેહમાં કામ, ક્રોધ, લોભ અને મોહ રૂપી તસ્કરો વસે છે, અને જ્ઞાનરૂપી રત્નોનું હરણ કરે છે. માટે જાગો, જાગો.

૩ ઐશ્વર્ય સ્વપ્ન જેવું છે, જુવાની ફુલ જેવી (જલદી કરમાઇ જાય તેવી) છે, આયુષ્ય ક્ષણભર અને ચંચળ છે. માટે જાગો, જાગો.

૪ (વાસ્તવિક રીતે કોઇ) માતા નથી, પિતા નથી, બંધુ (કે) સહોદર નથી, અર્થ નથી, (અને) ગૃહ નથી. માટે જાગો, જાગો.

૫ જન્મનું દુઃખ, જરાનું દુઃખ, વારંવાર હમેશાં દુઃખ, (એમ) સંસાર સાગરની અંદર દુઃખ (જ) છે. માટે જાગો, જાગો.

## ८ ॥ अज्ञानस्वरूपमाह ॥

आत्मा विनिष्कलो ह्येको देहो बहुभिरावृतः ।
तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥१॥
आत्मा नियामकश्चान्तर्देहो बाह्यो नियम्यकः ।
तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥२॥
आत्मा ज्ञानमयः पुण्यो देहो मांसमयोऽशुचिः ।
तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥३॥
आत्मा प्रकाशकः स्वच्छो देहस्तामस उच्यते ।
तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥४॥
आत्मा नित्यो हि सद्रूपो देहोऽनित्यो ह्यसन्मयः ।
तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥५॥

इति अपरोक्षानुभूतिः श्लोक १७–२१

## ९ ॥ ज्ञानस्वरूपमाह ॥

ब्रह्मैवाहं समः शान्तः सच्चिदानंदलक्षणः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥१॥

## ૮ અજ્ઞાનનું સ્વરૂપ કહે છે

૧ આત્મા અંશ રહિત ( નિરવયવ ) અને એક છે, (જ્યારે) દેહ બહુ બહુ અંશોથી આવૃત છે. ( છતાં ) તે બન્નેનું એકપણું જુએ છે ! ( તે બન્ને એક છે એમ જુવે છે!) આથી વધારે અજ્ઞાન શું હોય ?

૨ આત્મા નિયામક અને આંતર છે, (જ્યારે) દેહ નિયમમાં રહેનાર અને બાહ્ય છે. ( છતા ) તે બન્નેનું એકપણું જુવે છે! આથી વધારે અજ્ઞાન શું હોઇ શકે ?

૩ આત્મા જ્ઞાન-મય, પવિત્ર છે, ( જ્યારે ) દેહ માંસમય, અપવિત્ર છે. ( છતા ) તે બન્નેનું એકપણું જુવે છે ' આથી વધારે અજ્ઞાન શું હોઇ શકે ?

૪ આત્મા પ્રકાશક, સ્વચ્છ છે, (જ્યારે) દેહ જડ છે. (છતાં) તે બન્નેનું એકપણું જુવે છે ! આથી વધારે અજ્ઞાન શું હોઇ શકે ?

૫ આત્મા નિત્ય તેમજ સદ્રૂપ ( બાધ નહિ પામનાર ) છે, ( જ્યારે ) દેહ અનિત્ય અને અસદ્રૂપ છે. ( છતાં ) તે બન્નેનું એકપણું જુવે છે ' આથી વધારે અજ્ઞાન શું હોઇ શકે ?

ઇતિ અપરોક્ષાનુભૂતિ શ્લોક ૧૭ થી ૨૧.

## ૯ જ્ઞાનનું સ્વરૂપ કહે છે.

૧ હું સમ, શાંત, સચ્ચિદાનંદ સ્વરૂપવાળું બ્રહ્મજ છું. હું મિથ્યા રૂપવાળો દેહ નથી-આ ( વૃત્તિ ) ને જ્ઞાની પુરૂષો જ્ઞાન કહે છે.

निर्विकारो निराकारो निरवद्योऽहमव्ययः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥२॥
निरामयो निराभासो निर्विकल्पोऽहमाततः ॥
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥३॥
निर्गुणो निष्क्रियो नित्यो नित्यमुक्तोऽहमच्युतः ॥
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥४॥
निर्मलो निश्चलोऽनन्तः शुद्धोऽहमजरोऽमरः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥५॥

इति अपरोक्षानुभूतिः श्लोक २४-२८

## ॥ १० प्रणवोपासना ॥

ॐकारः सर्ववेदानां सारस्तत्त्वप्रकाशकः ।
तेन चित्तसमाधानं मुमुक्षूणां प्रकाश्यते ॥२॥

"इति सुरेश्वराचार्यः पंचीकरणवार्तिके"

ॐकारनिर्णय आत्मतत्त्वप्रतिपत्त्युपायत्वं प्रतिपद्यते ।

इति मांडूक्यकारिका शांकरभाष्यम् ।

૨ હું નિર્વિકાર, નિરાકાર, દોષ રહિત અને અવિનાશી છું. હું અસત્ (મિથ્યા) રૂપવાળો દેહ નથી–આ (વૃત્તિ) ને જ્ઞાની પુરૂષો જ્ઞાન કહે છે.

૩ હું વ્યાધિ રહિત, આભાસ રહિત, વિકલ્પ રહિત અને વ્યાપક છું. હું મિથ્યા રૂપવાળો દેહ નથી–આ (વૃત્તિ) ને જ્ઞાની પુરૂષો જ્ઞાન કહે છે.

૪ હું નિર્ગુણ, નિષ્ક્રિય, નિત્ય, નિત્યમુક્ત અને અચ્યુત (નાશ પામતો નથી એવો) છું. હું મિથ્યા રૂપવાળો દેહ નથી–આ (વૃત્તિ) ને જ્ઞાની પુરૂષો જ્ઞાન કહે છે.

૫ હું નિર્મળ, નિશ્ચલ, અનંત, શુદ્ધ, અજર અને અમર છું. હું મિથ્યા રૂપવાળો દેહ નથી–આ (વૃત્તિ) ને જ્ઞાની પુરૂષો જ્ઞાન કહે છે.

ઇતિ અપરોક્ષાનુભૂતિ શ્લોક ૨૪ થી ૨૮.

## ૧૦ પ્રણવની ઉપાસનાઃ–

ૐકાર સર્વ વેદનો સાર અને તત્ત્વનો પ્રકાશક છે. તે વડે મુમુક્ષુઓનાં ચિત્તનું સમાધાન થાય છે – તે સ્ફુટ કરતામાં આવે છે.

[ઇતિ પંચીકરણ વાર્તિકમાં સુરેશ્વરાચાર્ય.]

ૐકારનો નિર્ણય, આત્મતત્ત્વની પ્રાપ્તિના ઉપાય રૂપ છે.

[ઇતિ માંડૂક્ય કારિકા–શાંકરભાષ્ય.]

" समाहितेनोंकारोच्चारणे यच्चैतन्यं स्फुरति तदोंकार-
सामीप्यादेव शाखाचन्द्रन्यायेनोंकारशब्देन लक्ष्यते
तेन लक्षणयोंकारनिर्णयो ब्रह्मधीहेतुः " ॥

इति मांडूक्यकारिका–शांकरभाष्य–आनन्दगिरिटीका ।

ॐ–ओमित्येतत्-ओमित्यक्षरस्य ब्रह्मवाचकत्वाद्
ब्रह्मप्रतीकत्वाच्चौमित्याकारकमेव तत्पदमित्यर्थः ।

यस्य शब्दस्योच्चारणे यद्वस्तु स्फुरति तत्तस्य वाच्यमिति प्रसिद्धम् । समाहितचित्तस्यो ( अर्थात् अविक्षिप्त चित्तस्यो ) ङ्कारोच्चारणे यत् साक्षिचैतन्यं स्फुरति तदोङ्कारमवलम्ब्य तद्वाच्यं ' ब्रह्माहमस्मीति ' ध्यायेत् ॥

[ अहंग्रहोपासनाथवा ध्यानम् ]

तत्राप्यसमर्थ ॐ शब्दे एव ब्रह्मदृष्टिं कुर्यात् ॥

॥ प्रतीकोपासना ॥

इति उपनिषद् अमरदासटीका ।

" ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥
अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्ययोगिनः " ॥

इति. गीता. अ. ८ श्लोक १३–१४

શાંત મનથી, ૐકારના ઉચ્ચાર વખતે, જે ચૈતન્યનું સ્ફુરણ થાય છે, તે (ચૈતન્ય) શાખાચંદ્ર ન્યાય મુજબ, ૐકારની સમીપ હોવાથી, ૐકાર શબ્દ વડે લક્ષ્ય થાય છે. તે માટે ૐકારનો નિર્ણય લક્ષણાશક્તિ વડે, બ્રહ્માકારવૃત્તિ પ્રાપ્ત કરવાનું સાધન છે.

[ઇતિ માંડૂક્યકારિકા–શાંકરભાષ્ય–આનંદગિરિ ટીકા.]

ૐ–ૐ એ, તે (પદ) છે–ૐ એ અક્ષર, બ્રહ્મનો વાચક હોવાથી, તેમ જ બ્રહ્મની પ્રતીક હોવાથી, તે પદ "ૐ" આકૃત્તિવાળું જ છે, એવો અર્થ થાય છે. જે શબ્દનો ઉચ્ચાર કરવાથી જે વસ્તુનું સ્ફુરણ થાય છે, તે વસ્તુ, તે શબ્દની વાચ્ય છે, એ પ્રસિદ્ધ છે. શાંત એટલે વિક્ષેપ રહિત ચિત્તવાળાને ૐકારના ઉચ્ચાર વખતે જે શાક્ષી ચૈતન્યનું સ્ફુરણ થાય છે, તે ૐકારનું અવલંબન કરીને, તેનું વાચ્ય "હું બ્રહ્મ છું" એમ ધ્યાન કરવું–(અહંગ્રહ ઉપાસના કે ધ્યાન). તેમાં પણ અસમર્થ અધિકારીએ, ૐ શબ્દમાં જ બ્રહ્મદૃષ્ટિ કરવી–(પ્રતીક ઉપાસના.)

(ઇતિ ઉપનિષદ્–અમરદાસ ટીકા.)

"ૐ" એજ એકાક્ષરી બ્રહ્મનો જાપ કરતો અને મ્હારૂં સ્મરણ (ધ્યાન) કરતો કરતો, જે દેહ ત્યજી પ્રયાણ કરે છે, તે પરમ ગતિને પામે છે.

હે પાર્થ! અનન્ય ચિત્તવાળો થઇ, જે સતત (સદા સર્વદા) તેમજ હર હમેશ મ્હારૂં સ્મરણ કરે છે, તેવા નિત્ય યુક્ત યોગીને હું સુલભ છું.

[ઇતિ ભગવદ્ગીતા અ. ૮ શ્લોક ૧૩–૧૪.]

## १० ॥ प्रणवध्यानम् ॥

" ॐ इत्यात्मानं युंजीत "

ओमित्येवं [ प्रणवालंबनेन ] ध्यायथ आत्मनम् ।
एतत् (प्रणवाख्यं—ॐ) आलम्बनंश्रेष्ठम् ॥

॥ श्रुतिः ॥

बुद्धतत्त्वेन धीदोषशून्येनैकान्तवासिना ।
दीर्घं प्रणवमुच्चार्य मनोराज्यं विजीयते ॥
जिते तस्मिन्वृत्तिशून्यं मनस्तिष्ठति मूकवत् ।
इति पंचदशी द्वैतविवेकप्रकरणम् श्लोक ६२-६३

दीर्घमोंकारमुच्चार्य नादान्ते निर्विकल्पकम् ।
चित्तं कृत्वा यथाशक्ति स्वात्मतत्त्वे स्थिरो भवेत् ॥
मंत्रार्थे प्रणवं दीर्घमुक्त्वा चित्तं विलापयेत् ।
अमूर्तमद्वयं ब्रह्मानुभवन् वर्तते तदा ॥

। इति अनुभूतिप्रकाशः ।

नष्टे पूर्वविकल्पे तु यावदन्यस्य नोदयः ।
निर्विकल्पकचैतन्यं स्पष्टं तावद्विभासते ॥
एकद्वित्रिक्षणेष्वेवं विकल्पस्य निरोधनम् ।
क्रमेणाभ्यस्यतां यत्नाद्ब्रह्मानुभवकांक्षिभिः ॥

॥ इति लघुवाक्यवृत्तिः ॥ श्लो. ११–१२

## ૧૦ પ્રણુવનું ધ્યાનઃ-

"ૐ-એમ કરી, મનને (બ્રહ્મમાં) લગાવવું."

"ૐ-એ પ્રમાણે (પ્રણવનું અવલંબન કરી) આત્માનું ધ્યાન કરો."

"(પ્રણવ નામનું ૐ) એ અવલંબન શ્રેષ્ઠ છે."

॥ શ્રુતિ ॥

તત્વને જાણનાર, બુદ્ધિ દોષ રહિત અને એકાંતમાં રહેનાર (અધિકારી) લાંબા સ્વરે પ્રણુવ (ૐકાર) નો ઉચ્ચાર કરી મનોરાજ્ય જીતી શકે છે. તેને (મનોરાજ્યને) જીતાતા વૃત્તિ (સ્ફુરણુ) રહિત થએલું મન મુંગા જેવું (અવાક્-વાણી વ્યાપાર વિનાનું) થઇ રહે છે.

(ઇતિ પંચદશી દ્વૈતવિવેક પ્રકરણુ શ્લોક ૬૨-૬૩.)

ૐકારનો દીર્ઘ ઉચ્ચાર કરી, નાદને અંતે વિકલ્પ રહિત ચિત્ત કરી, શક્તિ પ્રમાણે, આત્મતત્વમાં સ્થિર થવું. જ્યારે દીર્ઘ પ્રણુવ બોલીને (ૐ) મંત્રના અર્થમાં ચિત્તનો લય કરે, ત્યારે (અધિકારી) નિરાકાર, અદ્વય બ્રહ્મનો અનુભવ કરતો થાય છે.

(ઇતિ અનુભૂતિ પ્રકાશ)

પૂર્વ વિકલ્પનો નાશ થયા પછી બીજા વિકલ્પનો ઉદય ન થાય ત્યાંસુધીમાં વિકલ્પ રહિત ચૈતન્ય સ્પષ્ટ ભાસે છે. બ્રહ્માનુભવની ઇચ્છાવાળાએ ધીમે ધીમે અને યત્નથી આ પ્રમાણે એક, બે, ત્રણુ ક્ષણુ પર્યંત વિકલ્પના નિરોધનો અભ્યાસ કરવો.

(ઇતિ લઘુવાક્યવૃત્તિ)

आत्मानमरणिं कृत्वा प्रणवं चोत्तरारणिम् ।
ध्यान (ज्ञान) निर्मथनाभ्यासात्पाशं दहति पण्डितः ॥
॥ इति कैवल्योपनिषद्मंत्र ११॥

११ ॥ ॐकारजपस्तद्ध्यानंच ॥

तस्य वाचकः प्रणवः ॥
तज्जपस्तदर्थभावनम् ॥
ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च ॥
इति. पा. योगसूत्र समाधिपाद.
सूत्र–२७–२८–२९

पद्मासनं समारुह्य समकायशिरोधरः ।
नासाग्रदृष्टिरेकान्ते जपेदोङ्कारमव्ययम् ॥
इति गोरक्षपद्धति श० १ श्लो० ८३

शुचिर्वाप्यशुचिर्वापि यो जपेत्प्रणवंसदा
न स लिप्यति पापेन पद्मपत्रमिवाम्भसा ।
इतियोगचूडामण्युपनिषदि.

सर्वेषां जपसूक्तानामृचां च यजुषां तथा ।
साम्नां चैकाक्षरादीनां गायत्री परमो जपः ॥

મનને ( નીચેની ) અરણી બનાવી, અને પ્રણવને ઉપરની અરણી બનાવી, ધ્યાન ( જ્ઞાન ) રૂપી મંથનના અભ્યાસવડે, વિદ્વાન બંધનને બાળી દે છે.

( ઇતિ કૈવલ્યોપનિષદ્ મંત્ર ૧૩ )

## ૧૧ ૐકારનો જપ તથા ધ્યાન

તેનો ( ઇશ્વરનો ) વાચક પ્રણવ છે. તે (પ્રણવ) નો જપ કરવો અને તેના અર્થની ભાવના કરવી. તેથી સાક્ષી ચૈતન્યનો સાક્ષાત્કાર અને વિઘ્નનો અભાવ થાય છે.

( ઇતિ પાતંજલ યોગસૂત્ર સમાધિપાદ સુત્ર ૨૭-૨૮-૨૯ )

પદ્માસન વાળીને, શરીર તથા મસ્તક સીધાં રાખી, નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ રાખી, એકાન્તમાં અવિનાશી ૐકારનો જપ કરવો.

( ઇતિ ગોરક્ષપદ્ધતિ. શતક ૧ શ્લોક. ૮૩ )

પવિત્ર હોય કે અપવિત્ર હોય, તોપણ જે હંમેશાં પ્રણવનો જપ કરે છે, તે મનુષ્ય, જેમ કમળનું પત્ર જળથી લેપાતું નથી, તેમ, પાપથી લેપાતો નથી.

[ ઇતિ યોગચૂડામણિ ઉપનિષદ્માં ]

બધાં જપ સૂક્તો, ઋગ્વેદનાં સૂક્તો, યજુર્વેદનાં સૂક્તો તથા એકાક્ષરાદિ સામ સૂક્તોમાં ગાયત્રી મહાન જપ છે. અને તે( ગાયત્રી

तस्य चैव तु ॐकारो *ब्राह्मणाय उपासते ।

इति पाराशरस्मृतिः

तैलधारामिवाच्छिन्नं दीर्घघण्टानिनादवत् ।
अवाच्यं प्रणवव्यङ्ग्यं यस्तं वेद स वेदवित् ॥
अमात्रं शब्दरहितं स्वरव्यंजनवर्जितम् ।
बिन्दुनादकलातीतं यस्तं वेद स वेदवित् ॥

इति ध्यानबिन्दूपनिषदि तथा उत्तरगीतायाम्

"ॐकारध्वनिनादेन वायोः संहरणान्तिकम् ।
निरालम्बं समुद्दिश्य यत्र नादो लयंगतः ।
तद्विष्णोः परमं पदम् ॥"

इति उत्तरगीतायाम् ॥

प्रणवो धनुः शरोह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥

इति मुण्डकोपनिषदि.

ब्रह्मैवास्मीति सद्वृत्त्या निरालम्बतयास्थितिः ।
ध्यानशब्देन विख्याता परमानन्ददायिनी ॥

इति अपरोक्षानुभूतिः श्लो० १२३ ॥

* ब्रह्मभवितुमिच्छुः–मुमुक्षुः इति ब्राह्मणः ।

૪૫) મા પણ ઉપાસક *બ્રાહ્મણને માટે તો ૐકાર૪૮ (શ્રેષ્ઠ) છે.

[ઇતિ પ્રારાશર સ્મૃતિ.]

તૈલની ધારા માફક અવિચ્છિન્ન, ઘંટાના દીર્ઘ રણકારના જેવું, અવાચ્ય અને પ્રણવથી પ્રતીત થતું (એવું તત્વ) જે જાણે છે, તે વેદ જાણનારો છે.

માત્રા વગરનું; શબ્દ વગરનું; સ્વર તેમજ વ્યંજન વગરનું; બિંદુ. નાદ, અને કલાથી પર; (એવું તત્વ) જે જાણે છે તે વેદ જાણનારો છે.

(ઇતિ ધ્યાનબિન્દૂપનિષદ્ અને ઉત્તર ગીતામાં.)

ૐકાર શબ્દના ઉચ્ચાર વડે નિશ્વાસની લગભગ સમાપ્તિ થતામા, અવલંબન વિનાની સ્થીતિને લક્ષ્ય કરીને જ્યાં નાદ લય પામે છે, તે વિષ્ણુનું પરમ પદ છે.

(ઇતિ ઉત્તર ગીતામાં.)

પ્રણવ એ ધનુષ છે, ચિત્ત એ શર (બાણ) છે, બ્રહ્મ તેનું લક્ષ્ય કહેવાય છે. પ્રમાદ રહિત થઇ (લક્ષ્યનો) વેધ કરવો અને બાણની માફક (બ્રહ્મમાં) તન્મય થવું.

(ઇતિ મુંડકોપનિષદ્‌માં.)

(હું) બ્રહ્મજ છું, આ સત્યવૃત્તિવડે (કોઇપણ પ્રમાણવડે બાધ નહિ પામનાર વૃત્તિનું અવલંબન લઇને) નિરાલમ્બરૂપ વડે પરમાનંદ દેનારી (જે) સ્થિતિ, (તે) ધ્યાન શબ્દવડે પ્રસિદ્ધ (છે).

[ઇતિ અપરોક્ષાનુભૂતિ શ્લોક. ૧૨૩].

---

*બ્રહ્મરૂપ થવાની ઇચ્છાવાળો મુમુક્ષુ એ બ્રાહ્મણ.

लक्ष्ये ब्रह्मणि मानसं दृढतरं संस्थाप्य बाह्येन्द्रियं ।
स्वस्थाने विनिवेश्य निश्चलतनुश्चोपेक्ष्य देहस्थितिम् ॥
ब्रह्मात्मैक्यमुपेत्य तन्मयतया चाखण्डवृत्त्यानिशम् ।
ब्रह्मानन्दरसं पिबात्मनि मुदा शून्यैः किमन्यैर्भृशम् ॥

इति विवेकचूडामणिः । श्लोक ३७८

हरिः ॐ तत्सत् हरिः ॐ तत्सत्

## १२ अथ परापूजा प्रारभ्यते ।

। श्रीगणेशाय नमः ।

पूर्णस्यावाहनं कुत्र सर्वाधारस्य चासनम् ।
स्वच्छस्य पाद्यमर्घ्यं च शुध्धस्याचमनं कुतः ॥१॥
निर्मलस्य कुतः स्नानं वस्त्रं विश्वोदरस्य च ।
निरालंबस्योपवीतं पुष्पं निर्वासनस्य च ॥२॥
निर्लेपस्य कुतो गन्धो रम्यस्याभरणं कुतः ।
नित्यतृप्तस्य नैवेद्यं तांबूलं च कुतो विभोः ॥३॥
प्रदक्षिणा ह्यनंतस्य ह्यद्वयस्य कुतो नतिः ।
वेदवाक्यैरवेद्यस्य कुतः स्तोत्रं विधीयते ॥४॥

લક્ષ્ય બ્રહ્મમાં મનને નિશ્ચલ સ્થાપન કરીને, બહારની ઇન્દ્રિયોને પોતપોતાના ગોલકોમા સ્થિર કરીને, અચલ શરીરવાળો ( થઇ ), તથા શરીરની સ્થિતિની ઉપેક્ષા કરી ( દેહાધ્યાસ ભૂલીને ) બ્રહ્મ અને આત્માના એકપણાને પામી, તન્મયપણાવડે, અખંડ વૃત્તિથી, ( તું ) બ્રહ્માનંદરૂપ અમૃતનું, પ્રસન્નતાવડે, નિરંતર ( પોતાના ) અંતઃકરણમાં પાન કર. અન્ય (૪લ) શૂન્ય (સાધનો) વડે શું વધારે (મળવાનું છે) ?

( ઇતિ વિવેક ચૂડામણિ-શ્લોક. ૩૭૮. )

હરિઃ ૐ તત્સત્

## ૧૨ અથ પરાપૂજાનો પ્રારંભ થાય છેઃ—

શ્રી ગણેશાય નમ :

૧. પૂર્ણનું ( વળિ ) આવાહન કયા ( કરવું ) ? સર્વના આધારભૂતને ( વળિ ) આસન કયા ( દેવું ) ? સ્વચ્છ ને ( વળી ) પાદ્ય અને અર્ઘ્ય કેવી રીતે ( આપવાં ) ? અને શુદ્ધને ( વળિ ) આચમન કેવું ?

૨. નિર્મળને સ્નાન શું, જેના ઉદરમાં વિશ્વ છે તેને વસ્ત્ર શું, આલંબનની જરૂર વગરનાને ( વળિ ) ઉપવીત શું, અને વાસના-રહિતને પુષ્પ શું ?

૩. નિર્લેપને ( વળિ ) સુગંધી પદાર્થો શા માટે! રમ્યને આભારણ શા માટે! નિત્ય તૃપ્તને નૈવેદ્ય શા માટે! અને સર્વ વ્યાપકને તાંબૂલ શા માટે ?

૪. અનંતની વળિ પ્રદક્ષિણા કેવી રીતે થાય, અદ્વયને નમસ્કાર કેમ સંભવે. વેદનાં વાકયોથી પણ ન જાણી શકાય એવાનું, સ્તોત્ર શી રીતે થઇ શકે ?

स्वयंप्रकाशमानस्य कुतो नीराजनं विभोः ।
अंतर्बहिश्च पूर्णस्य कथमुद्वासनं भवेत् ॥९॥
एवमेव परापूजा सर्वावस्थासु सर्वदा ।
एकबुध्द्या तु देवेशे विधेया ब्रह्मवित्तमैः ॥१०॥
इति परापूजासमाप्ता ॥

૫. સ્વયંપ્રકાશમાન સર્વ વ્યાપકની (વળિ) આરતી ક્યાંથી (ઉતારાય)? અંદરને બહાર જે પૂર્ણ છે એવા પરમાત્માનું (વળિ) વિસર્જન કેમ કરી કરવું?

૬. આ પ્રમાણેજ સર્વ સ્થિતિમાં, સર્વ વખતે, અદ્વૈત વૃત્તિ વડે, શ્રેષ્ઠ બ્રહ્મવેત્તાઓએ દેવોના પણ દેવની પરાપૂજા કરવી.

ઇતિ પરાપૂજા સમાપ્ત.

॥ હરિઃ ૐ તત્સત ॥

# वचनामृत.

१

क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पदं तत्कवयो वदन्ति ।

[ कठोपनिषद् ]

અર્થ:–તે ( મુક્તિનું ) દુર્ગમ પદ અસ્ત્રાની તીક્ષ્ણ અને દુઃસહ ધારા રૂપ છે, એમ કવિઓ કહે છે.

( કઠોપનિષદ )

२

न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥

(श्रीभगवद्गीता)

અર્થ:–હે તાત ( અર્જુન ) કલ્યાણ કરવાવાળો કોઇ પણ દુર્ગતિને પ્રાપ્ત થતોજ નથી.

( શ્રી ભગવદ્ગીતા )

३

स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ।

(श्रीभगवद्गीता)

અર્થ:–આ ધર્મનો થોડો પણ અંશ મહાન ભયથી રક્ષણ કરે છે.

( શ્રી ભગવદ્ગીતા )

४

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ॥

(श्रीभगवद्गीता)

અર્થઃ-જેઓ જે રીતે મારી તરફ આવે છે તેઓને તેજ રીતે હું અનુગ્રહ કરૂં છું.

(શ્રી ભગવદ્ગીતા)

५

यावतः कुरुते जंतुः संबंधान्मनसः प्रियान्

तावन्तोऽस्य निखन्यन्ते हृदये शोक-शंकवः ॥

( विष्णुपुराण )

અર્થઃ-પ્રાણી જેટલા સંબંધ મનને પ્રિય કરે છે, તેટલા તેના હૃદયમાં શોકના ખીલાઓ ખોડાય છે.

( વિષ્ણુ પુરાણ. )

६

अवश्यं नश्वरे देहे दुर्जेयश्च यमे द्विषि ।

हास्यं नास्याद्विनिर्याति यत्पुंसामिदमद्भुतम् ॥

[ गरुडपुराण ]

અર્થઃ-જ્યારે દેહ અવશ્ય નાશવંત છે, અને યમ જેવો દુર્જય શત્રુ છે, ત્યારે મનુષ્યોનાં મુખ ઉપરથી હાસ્ય દૂર નથી થતું એ અદ્ભુત છે.

( ગરૂડ પુરાણ )

૭

कुरंगमातंगपतंगभृंगमीना हताः पंचभिरेव पंच ।
एकः प्रमादी स कथं न हन्यते यः सेवते पंचभिरेव पंच ॥

[ गरूडपुराण ]

અર્થ:-હરણ, હસ્તી, પતંગ, ભમરો, અને માંછલુ એ પાંચ, પાંચ ( ઇન્દ્રિયોમાંની એક એકની લોલુપતા ) વડેજ નાશ પામે છે. ( ત્યારે ) જે એકલો પાંચે ( ઇન્દ્રિયો ) વડે પાંચ ( વિષયો ) ને સેવે છે તે પ્રમાદી પુરૂષ કેમ ન નાશ પામે ?

( ગરૂડ પુરાણ. )

૮

मरणं नाभिनंदेत नाभिनंदेत जीवनम् ॥

[ श्री महाभारत ]

અર્થ:-મરણને અભિનંદન આપવું નહિ ( તેમ ) જીવનને અભિનંદન આપવું નહિ.

( શ્રી મહાભારત )

૯

उत्सेक उदधेर्यद्वत्कुशाग्रेणैकबिन्दुना
मनसो निग्रहस्तद्वद्भवेदपरिखेदतः ॥

(गौडपादकारिका)

અર્થ:-દર્ભના છેડાવતી એક એક ટીપે સમુદ્ર ઉલેચવાની

માફક મનનો નિગ્રહ થાકી ન જવાથી ( અને પ્રયાસ જારી રાખવાથી ) થાય છે.

( ગૌડપાદ કારિકા )

૧૦

प्रमादो ब्रह्मनिष्ठायां न कर्तव्यः कदाचन ।

प्रमादो मृत्युरित्याह भगवान्ब्रह्मणः सुतः ॥

( विवेकचूडामणि )

અર્થઃ-બ્રહ્મનિષ્ઠાની અંદર કદી પણ પ્રમાદ ન કરવો. પ્રમાદ એ મૃત્યુ છે એમ બ્રહ્માના પુત્ર ભગવાન ( સનત્કુમાર ) કહે છે.

( વિવેક ચૂડામણિ )

૧૧

नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव

शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥

અર્થઃ-લોકોમાં કરેલો અધર્મ ખેતર ( કે ગાય ) ની માફક તુરત ફળ આપતો નથી પણ ધીમે ધીમે પાછો ફેરો લઇ કરનારનાં મૂળને કાપી નાખે છે.

૧૨

कर्तव्यमेव कर्तव्यं प्राणैः कंठगतैरपि ॥

અર્થઃ-પ્રાણ કંઠે આવ્યા હોય તોપણ કર્તવ્ય કરવુંજ જોઇએ.

૧૩

यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ॥

અર્થ:-જેવી જેની ભાવના તેવી સિદ્ધિ થાય છે.

૧૪

न देवा दंडमादाय रक्षन्ति पशुपालवत् ।
यस्यानुग्रहमिच्छन्ति सुबुध्या योजयन्ति तम् ॥

અર્થ:-દેવો લાકડી લઇને ગોવાળની માફક રક્ષણ કરતા નથી. (પરંતુ) જેઓનો અનુગ્રહ ઇચ્છે છે તેમને સદ્‌બુદ્ધિ આપે છે.

૧૫

मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवितमुच्यते बुधैः ।
क्षणमप्यवतिष्ठते श्वसन्यदि जन्तुर्ननु लाभवानसौ ॥

(कालिदास)

અર્થ:-મરણ એ સ્વાભાવિક છે, જીવન એ વિકારરૂપ છે, એમ ડાહ્યા પુરૂષો કહે છે. જો પ્રાણી એક ક્ષણ પણ જીવતો રહે તો ખરેખર તેને લ્હાવ છે.

(કાળીદાસ)

૧૬

सतां सद्भिः संगः कथमपि हि पुण्येन भवति ॥

(भवभूति)

અર્થ:-સન્તોનો સંતો સાથે સમાગમ કોઇ પુણ્યથીજ થાય છે.

(ભવભૂતિ).

૧૭

सपदि विलयमेतु राजलक्ष्मीरुपरि पतन्त्वथवा कृपाणधाराः ।

अपहरतुतरां शिरः कृतान्तो मम तु मनो न मनागपैतु धर्मात् ॥

અર્થઃ-રાજ લક્ષ્મી ભલે એકદમ નાશ પામો, અથવા ઉપર તરવારોની ધારીઓ પડો, કૃતાન્ત મસ્તક છેદી નાખો, પરંતુ મારૂં મન ધર્મથી જરા પણ ચળો નહિ.

૧૮

अद्यैव वा मरणमस्तु युगान्तरे वा न्याय्यात्पथः

प्रविचलन्ति पदं न धीराः ॥

અર્થઃ-મરણ આજેજ થાઓ કે યુગ પછી થાઓ, (પરંતુ) ધીર પુરૂષો ન્યાયને રસ્તેથી એક પદ પણ ડગતા નથી.

૧૯

जातमेवान्तकोऽन्ताय जरा चान्वेति देहिनम् ।

अनुषक्ता द्वयेनैते भावाः स्थावर जंगमाः ॥

અર્થઃ-જન્મતાંની સાથેજ દેહધારીની પછવાડે નાશ કરવા માટે મૃત્યુ અને વૃદ્ધાવસ્થા ચાલે છે. આ બન્ને (મૃત્યુ અને વૃદ્ધાવસ્થા) સ્થાવર અને જંગમ વસ્તુઓ સાથે લાગેલા હોય છે.

## समाप्तिनुं मंगळाचरण

"नमस्ते सते ते जगत्कारणाय, नमस्ते चिते सर्व लोकाश्रयाय;
नमोऽद्वैततत्त्वाय, मुक्तिप्रदाय, नमो ब्रह्मणे व्यापिने शाश्वताय."
"त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यम्, त्वमेकं जगत्पालकं स्वप्रकाशम्;
त्वमेकं जगत्कर्तृपातृप्रहर्तृ, त्वमेकं परंनिश्चलं निर्विकल्पम्."
"भयानां भयं भीषणं भीषणानाम्, गति: प्राणिनां पावनं पावनानाम्;
महोच्चै: पदानां नियन्तृ त्वमेकम्, परेषां परंरक्षणं रक्षणानाम्"
"श्रुति स्मृति पुराणानामालयं करुणालयम्;
नमामि भगवत्पादं शंकरं लोकशंकरम्."

ॐ शान्ति : शान्ति : शान्ति :

## "OM"

## God-Realization: How to Reali-e.

## 16 The way to the Realization of Self.

-Swami-Rama.

"There are two processes in the game of 'Gilli'. The first is to raise it and the second is to make it fly into the air."

Therefore, by this way-first of all the mind is to be raised just a little, and the second process is to shoot it far off in the spiritual atmosphere.

Make the mind run along, go on and on, and on, until it loses all body-consciousness and is God and nothing but God. *Make the mind rise higher by chanting the syllable 'OM'.*

This Atman, this true Ocean of Reality, this Controlling and Governing Self, this is to be realized, this is to be felt, to be seen, and known in order to be one with the infinite. This true Self or Atman is called the "I am". This true Self, the perfect "I" is beyond cause, and time, and space. This perfect, this true Self is represented by "OM". "OM" means 'I am', and while chanting "OM", you have not to address

# ઇશ્વર સાક્ષાત્કાર

## સાક્ષાત્કાર કેમ કરવોઃ- આત્મ સાક્ષાત્કાર કરવાની રીતિ.

—સ્વામીરામ—

" ગિલ્લી " ની રમતમાં બે ક્રિયા કરવાની હોય છે; "પહેલી તેને ઉંચી કરવી તે, અને બીજી તેને હવામાં ઉડાડવી તે છે "

તે પ્રમાણે, આ રીતિએ પહેલા તો ચિત્તને જરા ઉન્નત કરવાનું છે, ( મનનું જરા ઉત્થાન કરવાનું છે ) અને બીજી વિધિ એ છે કે તેને આધ્યાત્મિક વાતા વરણમા દૂર ઉડાડવું. (ગરકાવ કરવુ )

જ્યાં લગી ચિત્ત, શરીરનું બધું ભાન ભૂલી જાય, ઇશ્વરમય થાય, અને ઇશ્વર શિવાય કંઇ ન રહે, ત્યાં સુધી ચિત્તને આગળ, આગળ અને આગળ દોડાવો. " ૐ " **પદનો ઉચ્ચાર કરી ચિત્તનું ઉત્થાન કરો.**

આ આત્મા-સત્યનો આ યથાર્થ સમુદ્ર, આ નિયામક અને શાસક-આત્મા-તેનો સાક્ષાત્કાર કરવાનો છે ( તેને ) અનુભવવાનો છે, નિહાળવાનો છે અને જાણવાનો છે, કે જેથી અનંત (ઈશ્વર) ની સાથે ઐક્ય પમાય. આ સત્ય સ્વરૂપ, અથવા આત્માને " હું છું ". એમ કહેવામાં આવે છે. સંપૂર્ણ " અહમ્ " રૂપ આ સત્ય આત્મા કારણ, કાલ અને દેશથી પર છે આ સંપૂર્ણ સત્ય આત્માનું " ૐ " પ્રતીક છે. " ૐ " નો અર્થ " હું છું " એવો છે. અને " ૐ " પદનો ઉચ્ચાર કરતી વખત તમારે કાઇ બીજાને સંબોધન કરવાનું નથી. " ૐ " નો ઉચ્ચાર કરતી વેળા તમારથી બહાર રહેલા કોઇને તમે બોલાવતા હો, એવું ધારો નહિ " ૐ " નો ઉચ્ચાર કરતી

yourself to somebody else. While chanting 'OM' think not of some one out side yourself whom you are calling. While chanting 'OM' you must feel yourself to be one with this true 'I am'. Because 'I am' is everywhere, ond 'I am' is an unchangeable thing. It is the same '*I am*' which was yesterday, and is to-day, as well as it will exist to morrow also. ("I am I" that the 'I' of yesterday is the 'I' of to-day and the 'I' of to-day will be the 'I' of to-morrow; that in spite of all the changes that are happening to the body I yet believe that I am the same I: as:-'I do' 'I go' 'I dream' 'I sleep' 'I move' and here you will find it claimed that the doing, going, dreaming etc. have been changing but what remained constant *was that 'I'.-Swami-Vivekanand* ) By this strong feeling, the mind is merged in the Reality. By this strong belief, by this living knowledge of the mind, the mind becomes, as it were, a bubble which bursts into the mighty Ocean of Reality.

*This is the way to Realization.*

This strong feeling, this living knowledge

વખતે આ સત્ય સ્વરૂપ "હું છું"ની સાથે તમારે ઐકય અનુભવવુંજ જોઇએ. કારણ કે "હું છું" એ સર્વત્ર છે. અને "હું છું" એ અવિકારી વસ્તુ છે. જે "હું છું" ગઇ કાલે હતું, આજે છે, તેમજ આવતી કાલે પણ રહેશે, તે એનું એજ છે. ("હું એ હું છું"– ગઈ કાલનો "હું" એ આજનો "હુ" છું, અને આજનો "હું" એ આવતી કાલનો "હું" રહેશે; શરીરમાં તમામ જાતના પરિવર્તનો થયાં કરે છે, તે છતાં હું માનું છું કે, હુંતો તેનો તેજ "હુ" છું, જેમકે હુ (કામ) કરૂં છું, હું જાઉં છું, હું સ્વપ્ન જોઉં છુ, હું ઉંઘું છું, હું ચાલું છું; અને આ ઠેકાણે તમને એ સિદ્ધ થએલું જણાશે કે કરવું, જવું, સ્વપ્ન જોવું વિગેરે ફર્યા કરે છે, પણ જે સ્થિર રહે છે તે "હું" છે (**સ્વામી વિવેકાનંદ**) આવા પ્રબળ અનુભવથી ચિત્ત સત્યમાં ગળી જાય છે. આવી દૃઢ માન્યતાથી, ચિત્તનાં આવાં ચૈતન્યમય જ્ઞાન વડે, મનતો જાણે કે એક પરપોટો બની જાયુ છે અને તે (પરપોટો) સત્યના મહાન સમુદ્રમાં ફુટી જાય છે. (મન સત્યમા ગળી જાય છે.)

## સાક્ષાત્કારની રીતિ આ છે.

તમારા ઉપર અસર કરી, તમારા માયિક હુંપણા (અસ્મિતા) ને મોહ નિંદ્રામાંથી જાગૃત કરનાર આ ચિત્તનો પ્રબળ અનુભવ, આ ચૈતન્યમય જ્ઞાન, એ સત્યને પામવાનો, તમારી મુક્તિ માટેનો માર્ગ છે.

"તમારા ઇશ્વરત્વનો સાક્ષાત્કાર કરો.
અને બધું પૂર્ણ ચુકયું છે (એમ સમજજો)."

on the part of the mind laying hold of you, and dehypnotizing your false self, is the way to gain truth, to free yourself.

{ Realize your Divinity<br>And everything is done. }

**17 The Method of practice; the method of concentrating the mind: The Method of Realization:—**

In the morning or at any time when you begin to practise, your mind will merge into a state of Divinity, ecstasy, superconsciousness. When that state is reached do not continue repeating " OM ". Stop Let that state remain as long as it pleases; gradually the worldly or body consciousness will come up of itself. Don't force anything, do not force the repitition of " OM ". When that state is reached, the body consciousness will come up readily

It may be that many of you may be able to remain in that state of superconsciousness for half an hour, perhaps for one, two or three hours or more; but to-morrow you will be able to keep up that state for a longer time. Day

## પ્રયોગની રીતિ: ચિત્તને એકાગ્ર કરવાની રીતિ:

## સાક્ષાત્કાર કરવાની રીતિ:—

પ્રાતઃકાળમાં અથવા જે કોઇ વખતે તમે પ્રયોગ શરૂ કરશો ત્યારે ઇશ્વરત્વ, મસ્તી સમાધિની અવસ્થામા તમારૂં મન લીન થઇ જશે તે સ્થિતિ આવી પહોંચે ત્યારે "ૐ" નો જાપ જારી રાખશો નહિં. સ્થિર થાઓ. તે અવસ્થા તેની મેળે જેટલો વખત રહે તેટલો વખત રહેવા દો; ધીમે ધીમે સંસારીક કે શારિરિક ભાન તેની મેળે આવી જશે. કંઇ પણ પરાણે નહિ કરો, "ૐ" નું રટણ પરાણે ન કરો. જ્યારે તે સ્થિતિ આવી પહોંચશે ત્યારે (પછીથી) શારીરિક ભાન તુરત આવી જશે. તમારામાંના ઘણા તે સમાધિની સ્થિતિમાં અર્ધા કલાક સુધી, કે કદાચ એક, બે, કે ત્રણ અથવા વધારે કલાક સુધી રહેવા સમર્થ હો; પણ બીજે દિવસે તે સ્થિતિ વધારે વખત સ્થિર રાખવા તમે શકિતમાન થશો. દિવસે દિવસે આ વખત લંબાશે, અને છેવટે આ રીતે (અભ્યાસથી) ક્રમે, ક્રમે, પગથીએ પગથીએ તમારી આધ્યાત્મિક શક્તિ વધશે. પણ જેઓ આ પ્રયોગ હજુ શરૂજ કરતા હોય તેઓએ પોતા માટે ૨૦ કે ૨૫ મિનીટની હદ બાંધવી.

**એક વાત વધારે**—જ્યારે તમે ચિત્ત એકાગ્ર કરવા માંડો અને તમારી અંદર ઇશ્વરી ભાનનો સાક્ષાત્કાર કરો, ત્યારે તમારા ચિત્તમાં કોઇ વિચાર કે વિચારો સ્ફુરી આવશે; તે વખતે "ૐ" નો ચ્ચાર કરતા જાવ, અને તેજ વેળા તમારા મનમાં દેખાવ દેતા આ વિચારના તંતુને ઉઠાવો (હાથ ઉપર લો-ઉંચકો) અને તેને **[illegible] (દૂર કરો).**

after day the time will increase until in this way gradually, by slow degrees your spiritual power will increase.

But those who are beginners in this practice should limit themselves to 20 or 25 minutes of this practice.

**ONE THING MORE:** When you begin to concentrate the mind, and realize your God consciousness, some idea or ideas will spring up before your mind; at that time go on chanting 'OM' and at the same time take up this thread of thought which makes its appearance in your mind and finish it.

Suppose about half an hour is spent in eradicating that idea, in strengthening and overcoming that thought, in chanting 'OM', and suppose all the time is taken up in overcoming that thought or idea and there is no time to get the state of superconsciousness, never mind. If the superconscious state be not reached that day, never mind, it will come some other day; if on that day one evil thought has been overcome, your character is strengthened.

Therefore, sit alone, chant 'OM', chant aloud, feel God, and when you think God, when you feel God, then come out

(Practise this method and *Rama* is wrong if you do not realize Divinity and Truth in **one week.**)

ધારો કે તે વિચારને નિર્મૂલ કરવામા. દ્દઢ થઇ તેને હઠાવવામાં અને "ૐ" ના રટણમાં અડધો કલાક લાગ્યો, અને ધારો કે તે બધો વખત તે વિચાર અથવા વિકલ્પને હડાવવામાં ખતમ થયો, અને સમાધિ અવસ્થા પ્રાપ્ત કરવા વખત ન રહ્યો, (તો પણ) કંઇ વાધો નહિ જો તે દિવસે સમાધિ અવસ્થા પ્રાપ્ત ન થાય તો વાધો નહિ; કોઇ બીજે દિવસે તે પ્રાપ્ત થશે. જો તે દિવસે એક નઠારા વિચારને હડાવ્યો હોય તો તમારૂ ચારિત્ર દ્દઢ થાય છે.

માટે એકલા બેસો, "ૐ" નો ઉચ્ચાર કરો. મોટેથી ઉચ્ચાર કરો, ઇશ્વરનો અનુભવ કરો, અને જ્યારે વિચારમાં તેમજ અનુભવમાં (કેવળ) ઇશ્વર આવે ત્યારે (તે સ્થિતિમાથી) બહાર આવો.

{ આ રીતિનો પ્રયોગ કરો, અને જો તમે
એક અઠવાડીઆમાં ઇશ્વરત્વ અને
સત્યનો સાક્ષાત્કાર ન કરો તો (સ્વામી)
રામ ખોટા છે, (એમ સમજજો). }

ૐ! ૐ!! ૐ!!!

# ॥ निरतिषय आनन्द प्राप्तिका साधन ॥

## Process of Practice.

## રાગ. સવૈયા એકત્રીસા.

ઘરમાં કે કોઇ બાહ્ય પ્રદેશે, એક સ્થાને નિત્યે રે;
જઇને કંઇક સમય ગાળ્યાથી, લાભ થાય બહુ ચિત્તેરે
બાહ્ય વસ્તુ ત્યાં રાખો ન એવી, (જે) જગવે મલિન સંસ્કારોરે
સ્વચ્છ નિરૂપદ્રવ દેશે જઇને, સંગતિ માત્ર વિસારોરે ૧

યથેચ્છ આસનથી ત્યાં સ્થિર થઇ, શાન્તિ શબ્દ ઉચ્ચારોરે;
શાન્તિનું વાતાવરણ જમાવી, અધિક સ્વાસ્થ્યને ધારોરે.
"**प्रणवो धनुः शरोहि आत्मा,**" બ્રહ્મતેનું લક્ષ્યરે;
અપ્રમાદથી વેધ કરીને, શરવત્ તન્મય થાઓ રે. ૨

શરીર પણ નથી આવ્યું તમારૂં, એ સ્થાનમાં એવું રે;
મન પણ ત્યાથી દૂર રહ્યું છે, એવું જાણી લેવું રે.
"હું" એવી એક વસ્તુ માત્ર ત્યાં, અન્ય ન કોઇ ઉપાધીરે;
"હું" ત્યાં બેસે, "હું" ત્યાં બોલે, "હું" ત્યાં કરે સમાધિરે ૩

આવો ભાવ અખંડ જમાવી, રાખવા પ્રયત્ન સેવોરે;
અન્ય કોઇ સંકલ્પ ઉઠે ત્યા, સહજે શમાવી દેવો રે.
જાણો ત્યાં "હું" નુ મુક્ત પણે, કેવળ સામ્રાજ્ય વર્તે રે.
સ્વભાવથી પછી "હું" એવું પણ, જાગ્રત બ ન નિવર્તે રે. ૪

ઘડિ કે અર્ધ ઘડિ આ રીતે, મસ્તાન પડી રહેજો રે;

પૂર્ણ સ્વાતંત્ર્ય અને સ્વચ્છંદે સ્થિતિ અનુભવી લેજો રે.
કંઇક કાલ અભ્યાસ જામતા, આનંદોર્મિ ઉઠશેરે;
અને પછી એ ભાવ દૃઢાતાં, દુઃખ ત્રિવિધિ ત્રુટશે રે. ૫
બહુ જીજ્ઞાસા હોય કોઇને, (તો) અનુભવી પાસે જાઓ રે;
એ તમને બતાવે રસ્તો, સુખથી ચાલ્યા જાશો રે..
**સ્વામિ રામ** કહે છાતી ઠોકીને, Practise th s method[1] રે;
only[2] સાત દિવસમાંજ થશે સાક્ષાત્કાર, સંશય "**किमपि नास्तिरे,**" ૬
**પરમાનન્દ** પામ્યા પરમાનન્દ, અનુભવીઓની કૃપાથી રે;
તમે પણ અભ્યાસ કરો તો, (પોતે) પરમાનન્દ થઇ જશો રે.
આનંદની ઉર્મિ ઉઠે છે, Every day a new year's day;[3]
ફરીથી પણ કહું પુકારી, Every night a x'mas night[4]. ૭

ૐ ! ૐ ! ! ૐ ! ! !

---

૧. પ્રયોગ કરો આ રીતે રે. ૨. માત્ર. ૩ હર દિન નૂતન વર્ષનો દિન રે. ૪. દીપોત્સવિ પ્રતિ રાતે રે.

**19. The kindom of Heaven is within you;** how have you to realize that ?.........

In order to come by this treasure within or in order that the Kingdom of Heaven may be unlocked,

(*'OM' is the key to be used,*

(*'OM' is the seed of all knowledge.*

It is necessary to show *the importance of this Mantram* in order that the people may take to it with their whole heart:—

(1) It is the name of God.

(2) This syllable comes to you from within, nobody teaches you this syllable It comes to you at birth. The child's cry resembles remarkably the sound ' O-om', om. A am a perverted form of 'OM'; the word 'OM' comes from within to every child.

(3) When boys are very happy in their streets, their overflowing joy finds natural expression in the noisy sound of prolonged 'o', which is simply 'Om' cut short.

(4) This sound occurs in every language-Sanskrit, Persian, English, Japanese, etc;

ૐ

**ઇશ્વરનું રાજ્ય તમારી અંદર છે.** તેની પ્રાપ્તિ તમારે કેવી રીતે કરવાની છે?

આ આંતર ખજાનો હાથ કરવા, અથવા ઇશ્વરના રાજ્યનાં તાળાં ખોલવા માટે

**"વાપરવાની કુંચી "ૐ" છે."**

**"સર્વ જ્ઞાનનું બીજ "ૐ" છે."**

**આ મંત્રનું મહત્વ** બતાવવું આવશ્યક છે, કે જેથી લોકો ખરા અંતઃકરણથી તેનો આશ્રય લે.

(૧) તે ઇશ્વરનું નામ છે.

(૨) આ પદ તમારી અંદરથી તમને પ્રાપ્ત થાય છે. આ પદ તમને કોઇ શિખવતું નથી. જન્મને વખતે તે તમને પ્રાપ્ત થાય છે. "ૐ" નું અપભ્રંશ થએલું સ્વરૂપ "ઓ–ઓં" "ઓં" "આ –આં" એ ધ્વની છે તે બાળકના રૂદનને સ્પષ્ટ રીતે મળતો આવે છે. "ૐ" શબ્દ દરેક બાળકને અંદરથી પ્રાપ્ત થાય છે.

(૩) જ્યારે પોતાના મહેલામાં છોકરાઓ ઘણી મઝામા આવી જાય છે, ત્યારે તેમના ઉભરાઇ જતા આનંદમાંથી લાંબા સ્વરના "ઓ" ની ગર્જનાવાળો ધ્વની આપોઆપ (કુદરતી રીતે) બહાર નિકળી આવે છે. તે માત્ર ટુંકો 'ૐ" છે.

(૪) સંસ્કૃત, પરશીઅન, અગ્રેજી, જેપાનીઝ, વિગેરે દરેક ભાષામાં આ ધ્વનિ છે. **થોડા કે વત્તા સંપૂર્ણ સ્વરૂપમાં તે ધ્વની બધામાં છે.**

*all have it in a more or less perfect form.*

(5) When people fall sick or are in trouble, when they are suffering excruciating pain, what sound finds utterance through their lips ?

It is 'oh', 'oh', or 'um' which is a mere corruption of '*OM*'.

Why should this sound come to everybody, why should this sound come from the lips of everybody in illness, be he a European, American, Hindu, Persian, or of any denomination ?

**The Hindu answers:**—

"This Sound is like a beautiful tree yeilding a cool shade to the sickman who is being scorched by the burning Sun, so naturally does this sick person seek the cool shelter of spreading tree. Thus it is true that everybody, when sick or suffering, naturally resorts to this syllable ' OM ', this natural sound. It gives him a little relief. We see, it naturally brings relief under all circumstances & the sick are relieved by chanting this sound.

If it can bring relief even to the sick and suffering, may it not bring peace and harmony if you sing it, in the right way ?

(૫) જ્યારે લોકો માંદા પડે છે કે વિપત્તિમાં હોય છે, જ્યારે તેઓ તીક્ષ્ણ વેદના સહન કરતા હોય છે, ત્યારે તેઓના મુખમાંથી કયો અવાજ ઉચરવા પામે છે ?

તે (અવાજ) "ઓહ", "ઓહ", કે "ઉં" છે અને તે માત્ર "ૐ" નો અપભ્રંશ છે.

આ ધ્વનિ દરેકને કેમ પ્રાપ્ત થતો હશે? યુરોપિયન, અમેરિકન, હિંદુ, પરશીઅન કે ગમે તે જાતનો હોય તે દરેક માણસની જીભમાંથી માંદગીમાં આ ધ્વનિ કેમ નિકળતો હશે?

## હિંદુ જવાબ આપે છેઃ—

પ્રચંડ સૂર્યથી બળતા દરદીને શીતળ છાયા આપનારાં એક સુંદર વૃક્ષ જેવો આ ધ્વનિ છે, તેથી સ્વાભાવિક રીતે દરદી તે વિશાળ વૃક્ષની શીતલ છાયા શોધે છે.

આ પ્રમાણે દરેક માણસ જ્યારે આજારી કે દુઃખી હોય ત્યારે સ્વાભાવિક રીતે આ "ૐ" પદનો, આ કુદરતી ધ્વનિનો, આશ્રય લે છે. તેથી તેને થોડો આરામ મળે છે. આપણે જોઇએ છીએ કે ૐ તે સ્થિતિની અંદર તે સ્વાભાવિક રીતે આશ્વાસન આપે છે, આ ધ્વનિનો ઉચ્ચાર કરવાથી માંદા માણસને શાન્તિ વળે છે.

માંદા અને દુઃખીઓને પણ તે સાંત્વન આપી શકે છે, ત્યારે ખરી રીતે (ખરા અંતરથી) તેનું ગાન કરો તો તમને તે સ્વાસ્થ્ય અને શાન્તિ નહિ આપે?

ૐ! ૐ!! ૐ!!!

# " OM "

## 20 " There is but one Reality " OM "

Chant " OM ", read " OM " and lay aside all the other books or Sastras; let them rest there.

• You know that, it is the " truth ".

Instead of reading out all other words, one, two, three, four, five words, say only one word " OM "; as this one word " OM " represents the whole idea for you:—

Just as in Algebra, we represent big quantity by X or Y, A or B or some other letters.

Therefore, as X is equal to the big quantity, so " OM " is equal to the whole universe.

However, " OM " is all in all.

" OM " is the essence or substance of the whole universe, all the books or Sastras and anything else.

{ Pranavah Sarva Vedeshu " प्रणवः सर्व वेदेषु ".
{ Vedyam Pavitram Omkaram " वेद्यं पवित्रमोंकारम्" }

-*Gita*-

"ૐ"

## "ૐ" એજ એક સત્ય છે.

"ૐ" નો ઉચ્ચાર કરો. "ૐ" વાંચો અને બીજાં બધાં પોથાં કે શાસ્ત્રો એક બાજુ મૂકી દો; ત્યાં તે ભલે પડયાં રહે.

તમો જાણો છો કે- તેજ "સત્ય" છે. એક, બે, ત્રણ ચાર, પાંચ એ શબ્દો, તેમજ બીજા બધા શબ્દો વાંચવાને બદલે માત્ર એકજ શબ્દ "ૐ" કહો; કારણ કે આ એકજ શબ્દ "ૐ" તમારે માટે (ઇશ્વર સંબંધી) અખિલ વિચારનું પ્રતીક છે (ની ગરજ સારે છે).

દાખલા તરીકેઃ-જેમ બીજ ગણિતની અંદર આપણે ક્ષ, ય, અ, કે બ, અથવા બીજા કોઇ અક્ષરોને મોટી સંખ્યાનું પ્રતીક (રૂપક) બનાવીએ છીએ તેમ.

તેટલા માટે જેમ ક્ષ મોટી સંખ્યાની બરાબર છે; તેવીજ રીતે "ૐ" આખા વિશ્વની બરાબર છે, એટલુજ નહિ પણ "ૐ" એજ સર્વમાં સર્વ (સર્વસ્વ) છે.

આખા વિશ્વનો, બધાં પુસ્તકો કે શાસ્ત્રોનો, અને બીજી દરેક બાબતનો "ૐ" એ સાર કે સત્વ છે.

"સર્વ વેદોમાં પ્રણવ મુખ્ય છે".
"જાણવાને યોગ્ય (તો) પવિત્ર ૐકાર (છે)."

-ગીતાજી-

" Leave the company of your friends and return to solitude. Time & solitude will make you strong; Chant "OM" – Chant it aloud and think Vedanta, think and realize your Divinity, your Godhead; and you will gain your balance & be at rest ".

" Rama tells you– he is realy above fear, above anxiety, above annoyance, but it is achieved by constant practice. It has brought Rama up from a state of the lowest depths of weakness and superstition. At one time Rama was most superstitious; every whif of wind threw Rama off his balance. If one man can do this, you can ".

**-Swami Rama,-**

" Chanting of "OM" is only the method,– the very process of practice. "

OM ! OM ! ! OM ! ! !

તમારા મિત્રોની સંગત છોડો, અને એકાન્તમાં જાઓ. વખત જતાં એકાન્ત તમને દૃઢ બનાવશે; "ૐ" નું ગાન કરો, મોટેથી તેનું ગાન કરો, અને વેદાન્તના વિચાર કરો, તમારા ઇશ્વરત્વનો, બ્રહ્મત્વનો, વિચાર તથા સાક્ષાત્કાર કરો, અને તમે સ્થિરતા (સમતા) પ્રાપ્ત કરશો તથા શાન્તિ પામશો.

(સ્વામી) રામ તમને કહે છે કે- હુ ખરેખર ભયથી પર છું, ઉદ્વેગથી પર છું. ત્રાસ (વિક્ષેપ) થી પર છું, પણ સતત્ અભ્યાસથી આ પ્રાપ્ત થયું છે. આ વડે, નિર્બળતા અને વહેમની મહાન્ અધોગતિની દશામાથી હું ઉન્નત્ થયો છું. એક વખત (અગાઉ) હું ઘણોજ વહેમી હતો, પવનના દરેક સપાટાથી હુ સ્થિરતામાંથી ડગી જતો. જો એક માણુસ આ સ્થિતિની પ્રાપ્તિ કરી શકે, તો તમે પણ કરી શકો.

**-સ્વામી રામ-.**

"ૐ" નુ ગાન કરવું એજ રીતિ છે- "
"તેજ પ્રયોગની ખરી રીતિ છે. "
ૐ ! ૐ !! ૐ !!!

## ૐ ની ધૂન.

### ૨૬. ભૈરવી-એકતાલ

ૐ બોલો ૐ બોલો ૐ બોલો ભાઇ, (૨)
ૐ બોલો ભાઇ, ૐ બોલો ભાઇ; (૨)
ૐ બોલો ૐ બોલો ૐ બોલો ભાઇ. (૨)
હરિ ૐ હરિ ૐ, હરિ ૐ હરિ ૐ. (૪)
ગુરૂ ૐ ગુરૂ ૐ, ગુરૂ ૐ ગુરૂ ૐ. (૪)
ૐ ૐ ૐ ૐ, ૐ ૐ ૐ ૐ. (૪) (સર્વ સાથે, અનેકવાર.)

ૐકાર વિના મુમુક્ષુ જનોકા,
અન્ય કછુ ગતિ નાહિ.—ૐ બોલો૦
ધ્રુવને બોલા પ્રલ્હાદને બોલા,
જન્મ મરણ ગમાઇ.—ૐ બોલો૦
જે કોઇ બોલે ૐ વાણી
**પરમાનંદ** સમાઇ.—ૐ બોલો૦
(પ્રથમની છ લીટીનું પુનરાવર્તન.)

---

* અનેક વાર શ્વાસ થાકે ત્યા સુધી, બોલ્યા પછી ઓછામાં ઓછી બે મીનીટ, નેત્ર મીંચીને, મૌન રાખી, સ્વસ્થ બેસવું; તેથી અભ્યાસ એટલે શું તે સમજાશે, તેમજ ખરા દીલથી ધૂન લાગેલી કે કેમ તેનો તોલ થઇ શકશે.

॥ ॐ ॥

## श्री सद्गुरु स्तवन.

### ૨૨. રાગ પીલુ-તાલ દીપચંદી

ગુરૂ હમ વારી તોપર જાઉં
દયાકે સાગર મૈં તો શીશ નમાવું—ટેક
મુજપર દયા તેરી હોવે હો ગુરૂજી,
તો ક્ષણમેં ભવ નિધિ તરજાઉં—ગુરૂ૦
**પરમાનંદ** પર કરી ગુરૂ દયા,
જીવનમુક્તિ કે ફલ પાઉં—ગુરૂ૦

### ૨૩. રાગ હમીર-ત્રિતાલ.

ગુરૂ બિન કૌન કરે સહાઇ, અંતકાલ જબ આઇ, ગુરૂબિન-ટેક૦
માત તાત સુત બાંધવ નારી, જો તો કહત સબ મેરી મેરી;
સભી હૈ મતલબકી સગાઇ —ગુરૂબિન૦
જયગુરૂ જયગુરૂ જયગુરૂ પ્રભો, પાહિમાં પાહિમાં પાહિમા વિભો;
શરણાંગત જનન સુખદાઇ —ગુરૂબિન૦
માલે માલે ગભીર નિનાદ બોલે, રક્ષામિત્વાં સદ્‌ગુરૂ બોલે;
"ગુરૂ ॐ મંત્ર તાતેં જપ ભાઇ —ગુરૂબિન૦
જો ગુરૂ ભક્તિ કરે ચિત્ત લાઈ, ઇહ લોક પરલોકે સુખદાઇ;
અંતમે **પરમાનંદ** સમાઇ —ગુરૂબિન૦

## सद्गुरुनी प्राप्ति.

### ૨૪. રાગ ભૈરવ–ત્રિતાલ

સદ્‌ગુરૂ તો મિલૈ ભાઈ સહજમેં, જીન્હે મિલા તિન્હે સહજહિમેં.–ટેક૦
ઢુંઢેસે સદ્‌ગુરૂ નહિ મિલેંગે, (ગુરૂ) નહિ મિલેગે હટ્ટીમેં.–સદ્‌ગુરૂ૦
ઇશ્વર ભક્તિ અધિક ઉછાહી, (સદ્) ગુરૂ આમિલૈ તબ પાસહિમેં. „
સદ્‌ગુરૂ બિના મોહ ન ટરહિં, (ભાઇ) કેવલ હરિકી ભક્તિમેં. „
હરિકી કૃપાસેં સદ્‌ગુરૂ મિલૈ, (ભાઇ) એહી મત સબ શાસ્ત્રોમે. „
પરમાત્મા દો સ્વરૂપ ધરાવે, ઇશ્વર અરૂ સદ્‌ગુરૂ રૂપમેં. „
ઇશ્વર તેં બડો સદ્‌ગુરૂ જાણો, (ગુરૂ) ઠહરાવે નિજ સ્વરૂપમે. „
ભક્તિસેં રામ ગુરૂ બની આવે, (ગુરૂ) ઉપદેશે અદ્વૈતનમેં. „
અદ્વૈત બિન શાન્તિ ન પાવહિં, (ભલે) ભક્તિ કરો જન્મ કોટિનમેં. „
પ્રલ્હાદને જબ ભક્તિ કીની, (ગુરૂ) દત્તાત્રેય મિલા સદનમેં. „
તુકારામકો સદ્‌ગુરૂ મિલા, (ગુરૂ) મંત્ર સુનાયા સ્વપ્નેમેં. „
કબીરકો ગુરૂ એસા મિલા, (વો) હો ગયા મસ્ત નિગુર્ણમેં. „
**પરમાનંદને** સદ્‌ગુરૂ પાયા, (ભાઇ) મસ્ત હુવા ૐ ફકીરીમેં. „

## "गुरुॐ" मंत्रना जापनो महिमा.

### ૨૫. ભૈરવી–એકતાલ.

ગુરૂૐ ગુરૂ ૐ ગુરૂ બોલો ભાઇ, ગુરૂ બોલો ભાઇ, ગુરૂ બોલો ભાઇ (૨)–ટેક
ગુરૂ ૐ ગુરૂ ૐ ગુરૂ બોલો ભાઇ, ગુરૂ બોલો, ગુરૂ બોલો, ગુરૂ બોલો ભાઇ (૨) ગુરૂ૦

ગુરૂૐ ગુરૂૐ ગુરૂૐ ગુરૂૐ, ગુરૂૐ ગુરૂૐ ગુરૂૐ ગુરૂ.(૪)-ગુરૂ. "
ગુરૂ ગુરૂ ગુરૂ ગુરૂ, ગુરૂ ગુરૂ ગુરૂ ગુરૂ. (૪)-ગુરૂ. "
ગુરૂ ગુરૂ રટતાં પ્રકાશ હોવે, અંધકાર નાશાય, -ગુરૂ. "
"ગુરૂ ૐ અમર મંત્ર કહાવે, જપે અમર હો જાઈ -ગુરૂ "
સાધન-ગાડીમેં મુમુક્ષુ બૈઠે, પાછલ "ગુરૂ" ગાર્ડ હોઈ,-ગુરૂ. "
સાધન-"ૐ" કી ગાડી ચલી હે, નિજધામે "ગુરૂ" લાઈ,-ગુરૂ. "
બ્રહ્મદ્વારપે સદ્‌ગુરૂ બિરાજે, દ્વાર ઉઘાડી લે જાઈ, -ગુરૂ. "
"ગુરૂ" અરૂ "ૐ" યહ દોનો વાચક હે વાચ્ય બ્રહ્મ કહાઈ,-ગુરૂ. "
"ગુરૂ" તો ૐ કો પુષ્ટ કરાવે, જપિલે "ગુરૂૐ" ભાઇ.-ગુરૂ. "
"ગુરૂૐ" શબ્દકું અવલંબીકે, **પરમાનંદ** સમાઇ, -ગુરૂ. "

## गुरु कृपानी झांखी.

### ૨૬. રાગ. **ધનાશ્રી**-त्रिताल.

કૃપા કરી બડી આજ, ગુરૂ રાયા, કૃપા કરી બડી આજ-ટેક૦
હમારી ઝુંપડીમેં ગુરૂ તુમ પ્રવેશી, દર્શન દીન્હા મુજે આજ-ગુરૂ રાયા.
ઝુંપડી મેરી પંચતોંકી બની હૈ, માંહી ૐ કા સાજ. - ,,
ઝુંપડી બની **ઓરસંગ** નદી પે, છોટાઉદેપુર રાજ. - ,,
વિધિલોકસેં આયે દીવાલી કે રાતે, ગુરૂ હમારે કાજ - ,,
જ્યોતિર્મય તવ સ્વરૂપ દેખી કે, વિસ્મય પાયા સમાજ - ,,
પ્રગટ રૂપ ધરી દર્શન દીન્હા, ૐ સુનાયા સબોમાંજ. - ,,

## मन–मृगने वश करवानी कला.

### ७ राग झींझोटी-ताल कवाली.

મન–મૃગકો વશ કરના હો તો, શબ્દકી લગાવો ધૂન.—ટેક૦
શબ્દકી લગાવો ધૂન, ॐ કી લગાવો ધૂન. —મન૦

અનુભવીઓસેં જાનો એતો, શાસ્ત્રોંકા છોડો કાનુન;
શાસ્ત્રોંકા છોડો કાનુન, પંડિતકા છોડો કાનુન. —મન૦

શિકારી એક બનમેં આયકેં, મચાયા બડી ધૂન;
મચાયા બડી ધૂન, ગજાયા બડી ધૂન. —મન૦

પરમાનંદ બોડેલીમાંહી, શબ્દકો લિયા શુન;
શબ્દકું લિયા શુન, ॐ કો લિયા શુન. —મન૦

સદ્ગુરૂ-સિંહતો કર્ણન કુંકત, ઓડેલી-વન ઉઠે ગાજ. - ,,
બહાર કે જૈસા અંદરભી દેખા, ચિન્મય દિવ્ય એક રાજ- ,,
નિર્ગુણ પ્રદેશમેં જાતાં જાતાં. (નિર્ગુણ તત્ત્વમેં તલ્લીન હોતાં)- ,,
(ૐ કી ધૂનમેં તન્મય હોતાં), બીચમેં ગુરૂરાજ. - ,,
ત્રિવેણી પર તેજોમયી ઝુંપડી, તહા બિરાજે ગુરૂરાજ - ,,
સાધન રહસ્ય સમુજાયો મોહે, બલિહારી મહારાજ - ,,
સદ્ગુરૂ તોહે માની કુર્બાન, **પરમાનંદ** છોડી લાજ. - ,,

# નિર્ગુણ બ્રહ્મ-તુરીય-નિર્માત્રા.

१.

**માયા.** ( સમષ્ટિ, દેવી-શક્તિ )

વિરાટ કે વૈશ્વાનર. હિરણ્યગર્ભ કે સૂત્રાત્મા ઇશ્વર.

| | | |
|---|---|---|
| જાગ્રત. | સ્વપ્ન. | સુષુપ્તિ. |
| અકાર. | ઉકાર. | મકાર. |
| વિષ્ણુ-સ્થિતિ. | બ્રહ્મા-સૃષ્ટિ | મહેશ-સંહાર. |
| સત્વગુણ. | રજોગુણ | તમોગુણ. |

**અવિદ્યા.** ( વ્યષ્ટિ-અજ્ઞાન )

| | | |
|---|---|---|
| વિશ્વ. | તૈજસ. | પ્રાજ્ઞ. |
| જાગ્રત. | સ્વપ્ન. | સુષુપ્તિ. |
| અકાર. | ઉકાર. | મકાર. |
| સ્થૂલશરીર. | લિંગશરીર. | કારણશરીર. |
| અન્નમયકોશ. | વિજ્ઞાનમય, મનોમય, પ્રાણમયકોશ. | આનંદમયકોશ |
| નેત્રસ્થાન. | કંઠસ્થાન. | હૃદયસ્થાન. |

२. **ઇન્દ્રિયો.**

જ્ઞાનેન્દ્રિય.

શ્રોત્ર. ત્વક્. ચક્ષુ. જીહ્વા. નાસિકા.

દેવો= દિશા. વાયુ. સૂર્ય. વરૂણ. અશ્વિનિકુમાર.

કર્મેન્દ્રિય.

વાણી. હાથ. પગ. પાયુ ઉપસ્થ.

અગ્નિ ઇન્દ્ર. વિષ્ણુ. યમ. પ્રજાપતિ.

૩. **અંતઃકરણ-ચતુષ્ટય.**

ચિત્ત. (ચિન્તવન). મન. (સંકલ્પ).

દેવો = ક્ષેત્રજ્ઞ. ચંદ્રમા

બુદ્ધિ. ( નિશ્ચય ). અહંકાર. ( આહંપણું ).

બૃહસ્પતિ. રૂદ્ર.

## લય[1] ચિંતન-૨.

| વ્યષ્ટિ. | | | સમષ્ટિ. | | |
|---|---|---|---|---|---|
| વિશ્વનો | પોતાના[2] કારણ | તૈજસમાં લય. | વિરાટનો | પોતાના કારણ | હિરણ્યગર્ભમાં લય. |
| તૈજસનો | " | પ્રાજ્ઞમાં " | હિરણ્યગર્ભનો | " | ઇશ્વરમાં " |
| પ્રાજ્ઞનો | " | અવ્યક્તમાં " | ઇશ્વરનો | " | અવ્યક્તમાં " |
| અવ્યક્તનો | " | નિર્ગુણમાં " | અવ્યક્તનો | " | નિર્ગુણમાં " |

૧ લય=કાર્યને કારણ સ્વરૂપજ જાણવું તે ૨ પોતાના કારણ=પોતાના અધિષ્ઠાન.

---

## લય-ચિંતન-૩.

| | | |
|---|---|---|
| અકારનો | ઉકારમાં | લય. |
| ઉકારનો | મકારમાં | લય. |
| મકારનો | અર્ધમાત્રામાં | લય. |
| અર્ધમાત્રાનો | બિંદુમાં | લય. |
| બિંદુનો | નિર્ગુણમાં | લય. |

| માત્રા. | વ્યષ્ટિ. | સમષ્ટિ. |
|---|---|---|
| અકાર. | વિશ્વ. | વિરાટ. |
| ઉકાર. | તૈજસ. | હિરણ્યગર્ભ. |
| મકાર. | પ્રાજ્ઞ. | ઇશ્વર. |
| અર્ધમાત્ર. | સર્વજગત. | સગુણબ્રહ્મ. |
| નિર્માત્ર. (બિંદુ) | સર્વાધિષ્ઠાન. | નિર્ગુણબ્રહ્મ.[1] |

૧ એ "નિર્ગુણબ્રહ્મ" હું છું એવી વૃત્તિ રાખીને ધ્યાન કરવું. પછીથી એ વૃત્તિનું પણ વિસ્મરણ થવું જોઇએ.

# લયચિંતન.

## ૧.




કાર્ય કારણની એકતા એટલે કાર્ય, કારણ-રૂપજ છે એ જાણવું તેને "લય" કહે છે.

## ॐकार महिमा.

### ૨૮. રાગ પરજ-એકતાલ.

જય જય જય ૐકારા, ભજ ભજ ભજ ૐ કારા.—ટેક૦
ૐકાર નામ સ્મરણસેં, મિટે જન્મકા ફેરા.—જય જય૦
આદ્યનામેં ૐકાર હૈ જો, સકલ નામોમેં શેરા;
જાનત હે સબ કોઇ જગમાંહી (જાનત હૈ સબ બોડેલીમાંહી)
તું સમજ સમજ ભાઇ મેરા—જય૦

સકલ સૃષ્ટિ ૐકાર માંહી, તીનહી માત્રા સમાયા;
કર બિચાર ૐકાર તત્ત્વ, મિટે જન્મ મરણકો ફેરા.—જય૦
સ્થુલ સૃષ્ટિ "अ"કાર માંહી સૂક્ષ્મ "उ"કાર કહાયા;
"म"કારમાંહી કારણ સૃષ્ટિ, શુન યહ લય પ્રકારા. —જય૦
કાર્યકો કારણ રૂપજો સમઝન, કહત તાહિકો "લય-ચિંતન"
યહી હૈ યુક્તિ મન-નિરોધન, વેદ હી દેત ઢંઢેરા—જય૦
અર્ધમાત્રા શાક્ષી અવિનાશી, કૂટસ્થ ચેતન સ્વયપ્રકાશી;
ઇશ સદા અભેદ શુદ્ધ સાથી. પરમાનંદ સોઇ રૂપ હમારા—જય૦
ૐ જપનેકા ઉત્તમ ફલ યેહી, વિઘ્નો સર્વ તત્કાલ નાશાવહી;
પતંજલિમુનિયોગસૂત્રમેં કહી, પરમાનંદ યહી તત્ત્વનિર્ધારા.-જય૦

## ॐकार बीज.

### ૨૯ ભૈરવી-પંજાબી ઠેકો

બીજ આ ગયા હાથમેં જીસકો, ફીર કોનસા પરવા હૈ.
ફીર કોનસા પરવા હૈ, ફીર કોનસા ફીકર હૈ. ટેક૦

સદ્‌ગુરુસેં બીજ પ્રાપ્ત કરી કે, જન્મ મરણ છુટ ગયા હે. ફીર૦
જીસ ખેડુતને બીજ રખા હૈ, વહી સુખકો પાયા હૈ;
દુસરા સાલમેં બીજ છીટાયકે, ફસલ પૈદા કરતા હે. ,,
બીજ અવિનાશી વસ્તુ હૈ એક, વૃક્ષ નાશ હો જાતા હૈ;
ઇસ ભાતિ સત્ય મિથ્યાકા નિશ્ચય. (એક) ખેડુતનેભી કીયા હૈ. ,,
મહાવાકયમેં જો " तत्त्वमसि " તાકા બીજ તો સોહં હૈ;
સોહંકા બીજ "ॐ" હોતા હ, એતો બાજોકાભી બીજ હૈ. ,,
'સ'કાર 'હ'કારકો લોપ કરી કે, સંધી-પૂર્વ રૂપ કરી હે;
શાસ્ત્રોંકે અનુસારે એતો, સોહં " ॐ " હો જાતા હૈ- ,,
ઇસ બીજકા બિચાર કરે જો, ગર્ભવાસ નહિ આતા હૈ;
પરમાનંદ બોડેલી માંહી, **પરમાનંદ** કો પાયા હૈ. ,,

## कुण्डलिनी जाग्रत करवानो एक ऊपाय

### ૩૦ ભૈરવી-પંજાબી ઠેકો

કુન્ડલિનીકું જાગ્રત કર લે, સાધક મેરે ભાઇ.
સાધક મેરે ભાઇ, મુમુક્ષુ મેરે ભાઇ ટેક૦

કુન્ડલિનીકી જાગ્રતિ હોનેસે, જન્મ મરણ છુટ જાઇ. કુન્ડલિની૦

કુન્ડલિની હૈ બ્રહ્મકી શક્તિ, સર્પાકાર કહાઇ;
અગ્નિવર્ણ સમ આધાર ચક્રે, સુખસેં નિદ્રા જાઇ. ,,
સર્પકીસી કુન્ડલિ બનાકર, ઉપરી મુખ ઉઠાઇ;
સુર્યવર્ણ સમ સ્વાધિષ્ઠાનમેં, રેણુ અપની લાઇ. ,,
ઇહ વિધ કુન્ડલિનીકી સ્વરૂપ, યોગશાસ્ત્રમેં ગાઇ;
વેદાંત મતમેં વૃત્તિહીકો, કુન્ડલિની કહાઇ. ,,
ૐ શબ્દકી લાકડી મારી કે, સર્પ કો જગાઇ;
ૐ શબ્દસેં વૃત્તિકોભી, ઉત્થાન કરાઇ. ,,
ૐ શબ્દકા અન્તે વૃત્તિ, બ્રહ્માકાર હો જાઇ;
ૐ શબ્દકે સાથે સર્પ, બ્રહ્મ રંધ્ર પોંછાઇ. ,,
દીર્ઘ ૐ ઉચ્ચારનેસેં, કુન્ડલિની જગ જાઇ;
ચમત્કૃતિ કાંઇ દર્શાઇકે, બ્રહ્માનંદ સમાઇ ,,
દીર્ઘ ૐ ઉચ્ચારનેસેં, મનોરાજ મિટ જાઇ;
વિદ્યારણ્ય મુનિ પંચદશીમેં. કહ્યા ઢોલ બજાઇ. ,,
અસ વિચારી દીર્ઘ ધ્વની, બોડેલી ગજાઇ;
બ્રહ્મનિષ્ઠ સદ્ગુરૂ પ્રતાપે, પરમાનંદ સુનાઇ. ,,

પૂર્વદલ માંહિ જબ, પિત વર્ણે વિશ્રમત; (મન)
ઔદાર્ય ધૈર્ય ધર્મ-કીર્તિ, માંહિ મતિ વર્તે રે. અષ્ટદલ૦
અગ્નિ કોણ દલે જબ, રક્તવર્ણે વિશ્રમત; (મન)
નિદ્રા આલસ્ય મંદ, બુદ્ધિ પ્રગટે રે. ,,
દક્ષદલ માંહિ જબ, કૃષ્ણ વર્ણે વિશ્રમત; (મન)
ક્રોધ દ્વેષ દુષ્ટતામેં, મતિ તબ હોય રે. ,,
નૈરૃત્ય કોણ દલે જબ, નીલ વર્ણે વિશ્રમત; (મન)
સ્ત્રી પુત્ર ધન મોહ જાલે, મતિ તબ વસે રે. ,,
પશ્ચિમ દલમાંહી જબ, કપિલ વર્ણે વિશ્રમત; (મન)
હાસ્ય વિનોદ વિષયાનંદે, મન તબ મચે રે. ,,
વાયુ કોણ દલે જબ, શ્યામ વર્ણે વિશ્રમત; (મન)
તિર્થાટન કરકે તબ, વૈરાગ્ય કો પાવે રે. ,,
ઉત્તરમાંહી પીત વર્ણ-દલે જબ વિશ્રમત; (મન)
શૃંગાર ભોગાદિ સાધન, માંહી તબ રૂચે રે. ,,
ઇશાન કોણ દલે જબ ગૌર વર્ણે વિશ્રમત; (મન)
દયા ક્ષમા શાન્તિ દાન્તિ, જ્ઞાનાદિમેં વર્તે રે. ,,
સંધિ સ્થાન માંહી જબ, મિશ્રવર્ણે વિશ્રમત; (મન)
આધિ વ્યાધિ ઉપાધિતેં, ગ્રસત તબ હોવે રે. ,,
કમલકે મધ્ય દેશમાંહી, જબ મન વિશ્રમત; (મન)
શાન્ત સમાધિમેં તબ, બ્રહ્મમેં લીન હોવે રે. ,,
સદ્ગુરૂકી કૃપા ભઇ, વૃત્તિ બ્રહ્માકાર હુઇ;
**પરમાનંદ સમાઇ, ૐ ૐ બોલો રે (ભાઇ)**
**(સર્વે) ૐ ૐ બોલો રે, અષ્ટદલ કમલ ઉપર મન યહ ફરે રે.**

# अजपा जापनुं स्वरूप.

## ૩૨ ભૈરવી–તાલ ત્રિતાલ.

"**અજપાજાપ**" જપીલે પ્રાણી, એતો જન્મમરણ નાશાની. ટેક૦

કાયા કષ્ટ કછુ નહિ બેઠત, નહિ થાકે મન વાણી;
પ્રાણભીતો નહિ થાકત હૈ, ગુરૂ ગમસેં લે જાણી. અજપાજાપ૦
શ્વાસોંકી બનાવો માલા, જાકી નહિ કભી હાની;
શ્વાસોંશ્વાસ સ્વભાવસેં ચાલે, ફકત વૃત્તિ જોડાની. ,,
ઇક્કીશહજાર છસૌ કા જપ, હોતા હૈ દીન રેણી;
હરતા ફરતા કાર્યો કરતા, મન ઉર ઠહરાણી, ,,
ચાર પ્રકારકા જપ હોતા હૈ, ઉત્તર કો શ્રેષ્ઠ માની;
વૈખરી, મધ્યમા, પશ્યંતી, પરા, ચારહી જાતકી વાણી. ,,
બાહ્ય આંતર ભેદ કરી કૈ, જાય અજપા દો જાણી;
પ્રાણાયામભી દો પ્રકાર કૈ, બાહ્યાંતર કહાની: ,,
વૈખરીકો તો સબ કોઇ સમઝે, દૂસર હોઠ હલાની;
પશ્યંતિ ચાલે મનકેમાંહી, પરા પ્રાણમેં આની. ,,
નાસિકામે પૂરક માંહી, સ્વભાવતઃ "સો" ધ્વની;
રેચક માહી "હમ" હોતા હૈ, (એતો) બાહ્ય જાપ હૈ શુની ,,
નાભિ કમલસેં પ્રાણ ઉઠતહૈ, તામેહિ "સો" જાની;
"હમ" શબ્દસેં ઉતરે વાયુ, અપાન આય સમાની. ,,
હૈ આન્તર જાપ અજપા, (જાપ) સુષુમ્નામેં ચલાની;
"સોઽહં" "સોઽહં" નિશીદીન જપૈ, સદ્‌ગુરૂસેં જીવજાની ,,
રાજ્ય બાલા ભિક્ષો આમકી ગતિ ઉર ધ્યાન હોની: .

બાહ્ય જાપ પરિપાક હોનેસેં }
બાહ્ય ધ્યાન પરિપાક હોનેસેં } આંતર પ્રાણ જપાની. „

આંતર અભ્યાસ ઘણા હોય જબ, (પ્રાણ) બ્રહ્મરંધ્ર પૌંછાની;
ષટ્ચક્રોંકા ભેદ કરી કે, સોઽહં સોઽહં ગર્જાની. „

"સોઽહંભી "ૐ" હો જાતા હૈ, (એતો) ગુરૂ શાસ્ત્ર પ્રમાણી;
તાંત્રીકસેં વૈદીકમેં આકર, પરમાનંદ લિયા જાની. „

## ॥ अजापा जापनी विधि. ॥

### ૩૩. રાગ-ગઝલ તાલ-રૂપક

અજપા જાપ કરના હો તો, વિધિતો જાનના ચાહિયે;
વિધિતો જાનના ચાહિયે, સદ્ગુરૂસેં પૂછના ચાહિએ.—અજપા૦
વિધિ જાને વિના ફલના મિલે, તાતેં વિધિ કહિયેં;
તાતેં વિધિ કહિયે, કૃપા કર શુનાઈએ.—અજપા જાપ૦
સદ્ગુરૂ બડા દયાલુ હૈ, સત્યકૂં તો બોલિયે;
સત્ય કૂં તો બોલિયે, ભ્રાન્તિ કું મિટાઇએ.—અજપા જાપ૦
ગુરૂશાસ્ત્ર અનુસારે વિધિ, નિચેકો અબ લિખિએ;
નિચેકો અબ લિખિયે, મન લગાકર શુનિયે.—અજપા જાપ૦
મંત્ર યોગકે અનુસારે એતો, તાંત્રીક વિધિ કહિયે;
તાંત્રીક વિધિ કહિયે, સમ્યક્ વિધિ કહિયે.—અજપા જાપ૦
ગરૂડ પુરાણમેં ભગવાન વિષ્ણુ, ગરૂડ પ્રતિ કહિયે;

**વં શં ષં સં** અક્ષરો કરકે, ચતુર્દલ યુક્ત જાનિયે;
ચતુર્દલ યુક્ત જાનિયે, અગ્નિ વર્ણ સમ જાનિયે.—અજપા૦

ઇસ ચક્રમેં ગણેશજીકા વાસ, ધ્યાન તાકા ધારિયે;
ધ્યાન તાકા ધારિયે, પૂજા તાકી કરિયે.—અજપા જાપ૦

સશકિત ઔર વાહનકે સહિત, પૂજા તાકી કરીએ;
પૂજા તાકી કરિયે, માનસ પૂજા કરિયે—અજપા જાપ૦

પુષ્પ ગંધાં સમર્પણ પૂર્વક, વિધિ સંયુક્ત પૂજીયે;
વિધિ સંયુક્ત પૂજીએ, ષોડસોપચારે પૂજીયે.—અજપા૦

પૂજાકી સમાપ્તિ કર, એકાગ્ર ચિત્તે બેઠિયે;
એકાગ્ર ચિત્તે બેઠિયે, ધ્યાન ધર કર બૈઠિયે.—અજપા જાપ૦

પીછે માલા હાથમેં લેકર, 'સોઽહં' 'સોઽહં' જપિયે;
'સોઽહં' 'સોઽહં' જપિયે, એકાગ્ર હો જપિયે.—અજપા૦

ઇક્કીશ હજાર છસોંમેંસે, ગણેશજીકૂં અર્પિયે;
ગણેશજીકૂં અર્પિયે, છસૌં જાપ અર્પિયે. —અજપા૦

ગરૂડ પ્રતિ કથિયે, સંક્ષેપ અત્ર કથિયે.—અજપા જાપ૦

પ્રથમ આધારાદિ ચક્રાં વિષે, દેવોકી પૂજા કરિયે;
દેવોંકી પૂજા કરિયે, માનસ પૂજા કરિયે.—અજપા જાપ૦

પૂજા કરિકૈ નિત્યપ્રતિ જપ, અર્પણ કરના ચાહિયે;
અર્પણ કરના ચાહિયે, વિધિસેં કરના ચાહિયે.—અજપાજાપ૦

ગુદા લિંગકે મધ્યદેશમાંહિ, **આધાર ચક્રહિ** જાનિયે;
આધાર ચક્રહિ જાનિયે, ગુરૂશાસ્ત્રસેં જાનિયે.—અજપા જાપ૦

લિંગકે ઉપર ગુહ્ય દેશમેં, દૂજો ચક્ર જાનિયે;
દૂજો ચક્ર જાનિયે, **સ્વાધિષ્ઠાન** જાનિયે. —અજપા૦
સૂર્ય કે સમાન વર્ણ જીસકા, ષટ્દલવાલા જાનિયે;
ષટ્દલવાલા જાનિયે, યોગિ જનોસેં જાનિયે. —અજપા૦
**બં ભં મં યં રં લં** કરિકે, અંકિત ઉસકું જાનિયે;
અંકિત ઉસકું જાનિયે, ષડાક્ષરોંસેં જાનિયે. —અજપા૦
તા ચક્રમેં બ્રહ્માજીકાવાસ, પૂજા તાકી કરિયે;
પૂજા તાકી કરિયે, પૂર્વોકત રીતે કરિયે. —અજપા૦
સશકિત વાહનોંસેં પૂજા, બ્રહ્માકીભી કરિયે;
બ્રહ્માકીભી કરિયે, ગણેશકીભી કરિયે. —અજપા૦
પીછે છ હજાર જાપ બ્રહ્માજીકું, અર્પણ કરના ચાહિયે;
અર્પણ કરના ચાહિયે, ગણેશકું જૈસા ચાહિયે. —અજપા૦
ત્રીજો નાભિ સ્થાને રકત વર્ણ, **મણિપુર** ચક્ર જાનિયે;
મણિપુર ચક્ર જાનિયે, દશ દલ યુકત જાનિયે. —અજપા૦
દશ અક્ષરોસેં અંકિત એતો, 'ડ'કારસે 'ફ'કાર જાનિયે;
'ડ'કારસેં 'ફ'કાર જાનિયે, 'ડં' 'ઢ' ઇત્યાદિ જાનિયે.—અ.

**(ડં ઢં ણું તં થં દં ધં નં પં ફં)**

તા ચક્રે હૈં વિશ્નુ ભગવાન, પૂજા તાકી કરિયે;
પૂજા તાકી કરિયે, આગે જૈસી કરિયે. —અજપા૦
પૂજા કરકે શકિત વાહનોંસેં, છ હજાર જાપ અર્પિયે;
છ હજાર જાપ અર્પિયે, વિશ્નુજીકો અર્પિયે. —અજપા૦
ચોથો ચક્ર હૈ હૃદય દેશ વિષે, **અનાહત્** ચક્ર કહિયે;
અનાહત્ ચક્ર કહિયે, કાંચન વર્ણસા કહિયે. —અજપા૦

દ્વાદશ દલોં કરકે યુક્ત એતો, અક્ષરોં અંક્તિ જાનિયે;
અક્ષરોં અંક્તિ જાનિયે, 'ક' કાર 'ઠ' કાર જાનિયે,—અજપા૦

(કં ખં ગં ઘં ઙં ચં છં જં ઝં ઞં ટં ઠં)

તા ચક્રમેં મહાદેવજી હૈ, પૂજા તાકી કરિયે;
પૂજા તાકી કરિયે, ઉક્ત વિધિ કરિયે. —અજપા૦
શક્તિ વાહનોસેં પૂજા કરીકે, જાપ તાકૂં અર્પિયે;
જાપ તાકૂં અર્પિયે, છ હજાર જાપ અર્પિયે. —અજપા૦
પાંચમો ચક્ર '**વિશુદ્ધ**' નામ હૈ, કંઠ સ્થાને જાનિયે;
કંઠ સ્થાને જાનિયે, ચંદ્ર વર્ણ સમ જાનિયે. —અજપા૦
ષોડશ દલોં કરકે યુક્ત એતો, ધ્યાન લગાકર દેખિયે;
ધ્યાન લગાકર દેખિયે, યોગશાસ્ત્રમેં દેખિયે. —અજપા૦
ષોડ અક્ષરોસેં અંક્તિ દલોં, '**અ**' કારસેં '**અઃ**' કાર જાનિયે;
'અ' કારસેં 'અઃ' કાર જાનિયે, ષોડશ સ્વરોં જાનિયે—અજપા૦

**(અં આં ઇં ઈં ઉં ઊં ઋં ૠં ઌં ૡં એં ઐં ઓં ઔં અં અઃ)**

તા ચક્રમેં '**જીવાત્મા**" જો હૈ, તાકી પૂજા કરિયે;
તાકી પૂજા કરિયે, પૂર્વોક્ત રીતે કરિયે. —અજપા૦
તા જીવાત્માકૂં એક હજાર જાપ, અર્પણ કરના ચાહિયે;
અર્પણ કરના ચ હિયે. વિધિસેં કરના ચાહિયે. —અજપા૦
છઠ્ઠા ચક્રોં હૈ ભ્રુવોંકે મધ્યે, '**આજ્ઞાચક્ર**' કહિયે;
આજ્ઞાચક્ર કહિયે, રક્ત વર્ણ કહિયે —અજપા૦
દ્વિદલો કરકે યુક્ત એતો, અંકિતભી જાનિયે;
અંકિતભી જાનિયે; અક્ષર દોસેં જાનિયે —અજપા૦
'**હં**' '**ક્ષં**' યહ દો અક્ષરોસેં, અંકિત દો દલ જાનિયે;

અંકિત દો દલ જાનિયે, આજ્ઞાચક્ર જાનિયે. —અજપા૦
તા ચક્રમેં 'ગુરૂ મહારાજ' વિરાજમાન હૈ જાનિયે;
વિરાજમાન હૈ જાનિયે, પૂજા તાકી કરિયે. —અજપા૦
વિધિ યુક્ત પૂજા કરી કે તાકી, જાપ અર્પણ કરિયે;
જાપ અર્પણ કરિયે, (એક) હજાર અર્પણ કરિયે.—અજપા૦
સાતમો બ્રહ્મરંધ્ર ચક્રતો હૈ, દશમે દ્વારમેં જાનિયે;
દશમેં દ્વારમેં જાનિયે, જ્યોતિ સ્વરૂપ જાનિયે—અજપા૦
શુદ્ધ સ્ફાટિકકે વર્ણકે જૈસા, શહસ્ત્ર દલવાલા જાનિયે;
સહસ્ત્ર દલવાલા જાનિયે, હજાર દલવાલા જાનિયે—અજપા૦
તા ચક્રમે હૈં વ્યાપક બ્રહ્મ, નિર્ગુણ તત્વ કહિયે;
નિર્ગુણ તત્વ કહિયે, પરબ્રહ્મ કહિયે. —અજપા જાપ૦
યહ શુદ્ધ બ્રહ્મકી પૂજાં, વિધિ યુકત કરિયે;
વિધિ યુકત કરિયે, પૂર્વોકત રીતે કરિયે. —અજપા જાપ૦
પૂજા કરિકે અંન્તે જાપભી તો, અર્પણ કરના ચાહિયે;
અર્પણ કરના ચાહિયે, (એક) હજાર કરના ચાહિયે.—અજપા૦
ઇહ વિધિ (એક) કોટી જપ નિર્વિઘ્નસેં, પૂરા કરના ચાહિયે;
પૂરા કરના ચાહિયે, સમર્પણ કરના ચાહિયે. —અજપા જાપ૦
બ્રહ્મચર્યાદિ સાધન સંપન્ન, સાધક હોના ચાાહિયે;
સાધક હોના ચાહિયે, મુમુક્ષુ હોના ચાહિકે. —અજપા જાપ૦
નિત્યપ્રતિ પૂજા કરીકે ચક્રે, જાપ અર્પણ કરિએ;
જાપ અર્પણ કરિયે, દેવોંકો અર્પણ કરિયે. —અજપા જાપ૦
એકાગ્ર ચિત્તે નિત્યપ્રતિ, અનુષ્ઠાન ઇસકા કરિયે;

અનુષ્ઠાન ઇસકા કરિયે, પૂજા જાપ કરિયે. —અજપા જાપ૦
અનુષ્ઠાન કરતાં કોટિ જાપ જબ, પુરા હોઇ જાઇએ;
પુરા હોઇ જાઇએ, નિર્વિઘ્ને હો જાઇએ- —અજપા જાપ૦
ષટ્ ચક્રોકું ભેદાઇ કે તબ, અજપા જાપ ચાલિયે;
અજપા જાપ ચાલિયે, સુષુમ્ના માહી ચાલિયે —અજપા જાપ૦
જબ ષટ્ ચક્રોંકા ભેદનરૂપી, લાઇન ક્લિયર હોઇયે;
લાઇન ક્લિયર હોઇયે, સુષુમ્ના માર્ગ ખુલિયે.—અજપા જાપ૦
સાતમોં બ્રહ્મરંધ્ર ચક્રમાંહી, જાપ તબહીં ચાલિયે;
જાપ તબહિ ચાલિયે, સોઽહં-સોઽહં ગજાઇયે.—અજપા જાપ૦
એક કોટિ જપકે અન્તે તો ભાઇ, નાદોંકોભી શુનિયે;
નાદોકોભી શુનિયે, દશ પ્રકારકો શુનિયે. —અજપા જાપ૦
ઉસ નાદોંકો શુનતા શુનતા, ધ્યાન મગ્ન હો જાઇયે;
ધ્યાન મગ્ન હો જાઇયે, સમાધિસ્થ હો જાઇયે.—અજપા જાપ૦
યહ દોનોંકી વિશેષ વાર્તા,હંસોપનિષત્ મેં દેખિયે;
હંસોપનિષત્ મેં દેખિયે, અથર્વવેદકી જાનિયે —અજપા જાપ૦
યહ વિધિ અજપાજાપકી, મંત્ર યોગ રીતે કથિયે;
મંત્ર યોગ રીતે કથિયે. સમ્યક્ રીતે દર્શાઇયે.—અજપા જાપ૦
હઠ-રાજયોગ રીતિસેંભી ષટ્ ચક્ર ભેદાઇયે;
ષટ્ ચક્ર ભેદાઇયે, અજપા જાપ જપિયે. —અજપા જાપ૦
હઠયોગ મેં પ્રાણાયામ, અરૂ રાજમેં ધ્યાન જાનિયે;
રાજમેં ધ્યાન જાનિયે, સદ્ગુરૂસેં શીખી લિજીયે. —અજપા૦
સદ્ગુરૂ મુગુટરામજી કૃપાસેં, અનુભવ કિંચિત્ સુનાઇયે;
અનુભવ કિંચિત્ સુનાઇયે, પરમાનંદ નિજ સુનાઇયે.-અજપા૦

## ૩૪ ॥ ॐ ॥

અત્ર—ઈસ ભજનમેં જો ષટ્ ચક્રોંકા તથા તત્તત્ દેવતાઓંકા વર્ણન હુઆ હૈ-ઉસકું, તથા ચક્રોકે દરેક દલમેં જો અક્ષર અંકિત હૈ-ઉસકું, ઔર,-ઔર અન્ય અન્ય અનેક હકીકતોંકો સુનકર નાસ્તિક લોકોં ઉપહાસ કરેંગે, તથા "એ સબ ગપોડા હૈ" એસા કહેંગે,-સો મેં જાનતા હું. ક્યોંકિ મેરેકું અપના જાતકા અનુભવ હૈ કે મૈંભી એક સમય એસાહી માનતાથા; તથા આજ સુધી જો નાસ્તિક લોકોં મેરેકું મિલતા હૈ, સો સબહી એસેહી ઉપરોક્ત પ્રમાણે કહતા રહેતા હૈ. ઔર એ નાસ્તિક લોકોં અપનેકું જ્ઞાની કહકર "સબહી કલ્પના હૈ" એસા કહેતા હૈ. પરંતુ વાસ્તવસેં વહ વેદાન્તી અથવા જ્ઞાની નહી હૈ. ક્યોકિ યથાર્થ વેદાન્તી વા જ્ઞાની ઔર એ નાસ્તિક વા મિથ્યા વેદાન્તી-જ્ઞાની-ઇન દોનોમેં ઇતના તફાવત હૈ કે, જો સચ્ચા જ્ઞાની હૈ, સોતો વ્યવહાર ઔર પરમાર્થ-દોનોકૂ દેખતા હૈ તથા દોનોકૂં જૂદા જૂદા રખતા હૈ; અર્થાત્ વ્યવહારકૂ પરમાર્થમેં તથા પરમાર્થકૂં વ્યવહારમેં મિલાતા નહિ, વાસ્તે યહ સચ્ચા તત્વજ્ઞાની વ્યવહારદશા વિષે ઘટ પટ ઇત્યાદિ-સંપૂર્ણ-પ્રપંચ વસ્તુકૂં માનતા હૈ, ઔર પરમાર્થ દશા વિષે એક સચ્ચિદાનંદ ચૈતન્ય સત્તા શિવાય અનુકૂળ પ્રતિકૂલ કોઇભી વસ્તુકૂં નહિ માનતા. યથા:—

न कश्चिज्जायते जीवः संभवोऽस्य न विद्यते ।
एतत्तदुत्तमं सत्यं यत्र किंचिन्न जायते ॥

ઔર વહજો નાસ્તિક વેદાન્તી અથવા જૂઠા જ્ઞાની હૈ-સો અપના જો-શરીર ઇન્દ્રિય-મનકા અનુકૂલ પદાર્થ વા વાતો હૈ, જૈસે કે-સ્ત્રી પુત્ર ધનાદિક-સો ઉનકૂં તો માનતા હૈ, ઔર જો અપના પ્રતિકૂલ પદાર્થ વા વાતોં હૈં-સો ઉનોકૂં નહિ માનતા; વાસ્તે નાસ્તિકોંકી બુદ્ધિ તથા દૃષ્ટિ એકદેશી પરિચ્છિન્ન હૈં. ઔર જ્ઞાનીઓંકી બુદ્ધિ તથા દૃષ્ટિ સર્વદેશી-અપરિચ્છિન્ન હૈં.

ઔર કિતનેક નાસ્તિકો ઐસા કહેતા હૈ કે-" જો દૃષ્ટ વસ્તુ હૈ સો તો ભલા ઠીક હૈં-માનને યોગ હૈં; પરંતુ જો અદૃષ્ટ વસ્તુ જો આંખોસે નહિ દેખને મે આતાહૈં-ઉસકૂં કિસતરહસેં માન શકતા હૈ-નહિ માના જા શકતા હૈ"

**સમાધાન**:-પરંતુ વિચાર કરકે દેખનેસેં માલૂમ પડતા હૈં કિ- ઉન્ અદૃષ્ટ વસ્તુમેંસેભી જો વસ્તુવોં નેત્રાસેં નહિ દેખા જાતાહૈં ઉન્ વસ્તુવોમેંસેંભી જો જો અપના અનુકૂલકા હૈં સો ઉનોંકૂં તો વહ નાસ્તિક માનતા હૈં; જૈસેકિ-ક્ષુધા, તૃષા, સુખ,

न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वैमुक्त इत्येषा परमार्थता ॥

(इति गौडपादमाण्डूक्यकारिका)

" बन्धमोक्ष दशाहीना द्वित्वैकत्व विवर्जिता ।
सर्वैव ब्रह्मसत्तेयमित्येषा परमार्थता " ॥

[ इति योगावसिष्ठम् ]

દુઃખ, શોક, મોહ ઇત્યાદિ. વાસ્તે ઐસા સ્વાર્થી અપના મતલબકા યાર અથવા મતલબી નાસ્તિકોસેં તો શાસ્ત્રોંભી ઉપરામકૂં પ્રાપ્ત હોતા હૈં. ઇસલિયે હમકૂંભી ઉચિતહૈકિ ઉનો મહાશયોસેં હાથ જોડકર "નમો નારાયણાય" પૂર્વક મૌન ધારના.

(૨) પરંતુ છતાં-નીચેકૂં એક દૃષ્ટાંત તથા યુક્તિ લિખકર મૈં ક્ષાન્ત હોતા હું; જીસસેંકિ પરમ કૃપાલુ બ્રહ્મનિષ્ટ શ્રી સદ્ગુરૂ દેવકી કૃપા દૃષ્ટિસેં અપના હૃદયમેં અનુભવપ્રાપ્ત યહ હમારા બનાયા હુઆ ભજન સર્વોકૂં માનનીય હોવૈ હૈં.

**દૃષ્ટાંત તથા યુક્તિ**.-જૈસા માનોકે કોઇ એક નાસ્તિક પુરૂષ શરીરકે અન્તઃ પ્રદેશમેં સ્થિત નાડી, મર્મસ્થાન ઇત્યાદિ કોઇભી પદાર્થોકૂં જો આંખોસેં નહિ દેખનમેં આતા હૈ ઉનોકૂં નહિ માનતા હૈં. પરંતુ વહી પુરૂપ જબ ડોકટરી પઢતાહૈ તબ ચિકિત્સા ગ્રંથોસેં અથવા ડોકટરી ગ્રથોસેં પઢકર સબ શરીરકા અંદરકા હાલ માલૂમ કરતા હૈ. તબ વહ પુરૂષ શરીરકે ભિતરકા સબ નાડી વિગેરે પદાર્થોંકો માનને લગતા હૈ. તથા ઉસકૂં વિશ્વાસ હોતાહૈકિ વાત સત્ય હૈંકિ શરીરકે ભિતર સબ વસ્તુ હૈં. ફિર જબ વહ પુરૂષ પઢકરકે બડા ડોકટર હોતાહૈ તબતો યંત્રોદ્વારા અથવા શરીરમેં યંત્રો (instruments) બૈઠાકર સંપૂર્ણ વસ્તુકૂં પ્રત્યક્ષ દેખતા વા અનુભવ કરતા હૈં. ફેરતો છાતી ઠોક કર બે ધડક હોકર હાથમેં છૂરી લેકર કોઇ દર્દીકે અન્તઃપ્રદેશમેં મર્મસ્થાનકો કાટને ફાડને લગતા હૈં.

ઇસિતરહસેં જો કોઇ નાસ્તિક પુરૂપ શરીરકે ભિતર ષટ્ ચક્રાદિકોકૂં નહિ માનતા હો, તો ઉનકૂં ચાહિયેકિ પ્રથમ તો યોગ ગ્રંથોકૂં દેખે વા પઢે; પીછે જબ ધ્યાનરૂપી યંત્રોદ્વારા દેખતા હૈં, તબ

ઉસકૂં પ્રત્યક્ષ માલૂમ પડતા હૈં, પ્રત્યક્ષ દીખ પડતા હૈં, પ્રત્યક્ષ અનુભવ હોતા હૈં. ઔર યદિ ઐસી શંકા કરૈંકિ, "ડાકટર લોકાં શરીરકે ભિતરકા ઇતના સૂક્ષ્મ અવયવો વા પદાર્થોકૂં દેખતા હૈં, પરંતુ તુમ્હારે યોગિજનોકે દેખા હુઆ વા યોગશાસ્ત્રોમેં બતાયા હુઆ યહ ષટ્ ચક્રાદિક તથા કિતને અન્ય સૂક્ષ્મ નાડી આદિકકૂં વહ લોક કયું નહિ દેખતા ?"

ઇસકા સમાધાન યહ હૈ;-કિ દુનિયામેં સબકોઇ જાનતા હૈ,-એક છોટા બાલકભી જાનતા હૈ-કિ-ડોકટર લોકોંકિ ગતિ કરતાં યોગિ જનોકિ ગતિ સૂક્ષ્મતર હૈં. ડોકટર લોકોં કરતાં યોગિ લોકોં સૂક્ષ્મ પ્રદેશમેં વિશેષ ઉન્નત હૈં, વિશેપ ઉડાનમેં ઉતરા હૈં અને ડોકટર લોકો કરતા યોગિ લોકોંકૂં શરીરકા સૂક્ષ્મ પ્રદેશકા હાલ વિશેષ અવગતહૈં. ઇસિ રીતિસેં ડોક્ટરી ગ્રંથો કરતાં યોગ ગ્રંથોભી વિશેષ હૈં. નહિતો, બડે બડે ડોકટર સર્જન લોકો ટોપી ખોલ ખોલ યોગિલોકોંકે ચરણોમેં કાહેકૂં પડતા હોગે ?

परमानंद

## ॥ अनाहत–ध्वनि माहात्म्य ॥

### ૩૫. ભૈરવી—એકતાલ.

અનહદકી ધૂન સુન લે પ્રાણી, જન્મમરણ છુટ જાતા હૈ ટેક૦
જન્મમરણ છુટ જાતા હૈ, ત્રિવિધી તાપ મિટિ જાતા હૈ;
નાદાનુસંધાનસેં રે ભાઇ, બ્રહ્મકા ધ્યાન લગતા હૈ. જન્મ૦

દશ પ્રકારકે અનહદ બાજે, જપ કોટી જબ હોતા હૈ;
ઘટહીંમાંહી શુનતા શુનતા, મન મસ્તાના હોતા હૈ. જન્મ૦
નાદહિમેં મશગુલ રહકર મન, શાન્ત ઉસીમેં હોતા હૈ;
નાદહિમેં ગુલતાન જો ઉસે, યમરાજાકા કયા ડર હૈ. જન્મ૦
પ્રથમ નાદ તો **ચિણિ ચિણિ** બાજે, દુસર **ચિંચિણિ** હોતા હૈ;
તીસરા નાદ (તો) **ઘંટાકી** બાજા, **શંખ** ચૌથે બજત હૈ. જન્મ૦
પંચમ નાદ હૈ **તંત્રીકી** બાજા, છઠ્ઠા **તાલ** બજાતા હૈ;
સાતમોં હૈ **વેણુંકી** ધ્વની, **મૃદંગ** આઠમો બજતા હૈ. જન્મ૦
નવમો હૈ **ભેરી** નાદ, દશમો **મેઘ** ગર્જતા હૈં;
સભી નાદોકું છોડકર આખર, દશમકા અભ્યાસ કરીએ હૈ. જન્મ૦
દશમ હૈ બ્રહ્મ પ્રાપ્તિકા સાધન, ઉપનિષદ્‌મેં ગાઇ હૈ;
ઉપનિષદોકું વિચારનેસેં, સબહીકા જ્ઞાન હોતા હૈં. જન્મ૦
દીર્ઘ ૐ કો ઉચ્ચારનેસેં, બાહ્ય નાદ પ્રગટતા હૈ;
બાહ્યનાદકું શુનતા શુનતા, અંતરમેંભી શુનતા હૈ. જન્મ૦
ૐ કે ગુંજનસેંહી ભાઇ, નાદોકું શુન લિયા હૈ;
**પરમાનંદ** સદ્‌ગુરૂ કૃપાસેં, નાદોંકે પાર ગયા હૈ. જન્મ૦

શબ્દ વેધી બાણુ છોડા, દશરથ રાજા;
દશરથ રાજા છોડા, સાધકોંકા રાજા. શબ્દ૦

ઇન્દ્રિય દશ વશ કરી. ચિત્તકો એકાગ્ર કરી;
મનકો લક્ષ્યમેં જોડી, દશરથ રાજા. શબ્દ૦

બારંબાર યતન કીયા, પ્રમાદસેં રહિત હુવા;
સત્ત્વ પ્રધાન મન ભયા, વિંધ્યો યતિ રાજા. શબ્દ૦

બૈઠે સ્થિર આસન કરી, દઢતા મનમેં ધરી;
શબ્દ ફક્ત લક્ષ્ય કરી, દશરથ રાજા. શબ્દ૦

નજરસેં તો નહિ દેખ્યા, તદપી શિકાર વિંધ્યા;
શબ્દહિસેં બિધ્ય કીયા, દશરથ રાજા. શબ્દ૦

કર્ણકો સંબંધી ૐ વૃત્તિકો સંબંધી બ્રહ્મ;
મન-બાણુ કીયા વિધ્ય, દશરથ રાજા. શબ્દ૦

શબ્દકું આશ્રય કરી, લક્ષ્ય બ્રહ્મ વેધ કરી;
પરમાનંદ ભયો હૈ, દશરથ રાજા. શબ્દ૦

(७५)

## शद्धानुंविध्य सविल्प समाधि,

## शद्धवेधी राजा दशरथनुं-साधकरूपथी-वर्णन,

३६, राग. ખમાચ-તાલ દાદરો.

થકા હૈ જબ સીડી ચડતે, કછુ કાલ તણ વિશ્રામ કરલે;
હૃદય સ્થાને થોડા બૈઠકે, આજ્ઞા ચક્રે તું પોંછજા. —રે મન૦

સદ્‌ગુરૂ હૈ આજ્ઞા ચક્રૈ, આગાશી કે દરવાજાપૈ;
પહેરા હૈ સખત તાકી, તહાં બૈઠ તું સેવા કરજા.—રે મન૦

ઘણા કાલ જબ સેવા કરે, ગુરૂ દેવ પ્રસન્ન હોવે;
આજ્ઞારૂપી કુંચી દેવે, આગાશી મેં તું ચડજા. —રે મન૦

સદ્‌ગુરૂકી કૃપા ભઇ, આજ્ઞા કુંચી હાથમેં આઇ;
દરવાજા તો ખુલ ગઇ, **પરમાનંદ** તું લે મજા. —રે મન૦

## मनरूपी बालकने साधननी युक्ति शीखववा बाबतः-

### ૩૭. રાગ જેજેવંતી-તાલ પંજાબી ઠેકો.

રે મન-બાલક મેરે, તું ચડજા, ચડજા, ચડજા,
બ્રહ્મ આગાશીમેં, જા કર તું તો સુખસેં સોજા. ટેક૦

પ્રણવ દોરી આશ્રય કરી, હાથોંસે મજબુત ધરી;
ધીરે ધીરે પગલું ભરી, સીડી પર તું ચડજા, —રે મન૦

ષટ્ચક્રોંકી સીડી બની હૈ, આધારાદિ જાકો નામ હૈ;
જલદી જલદી ઉસ સીડીકો, રે મન તું તો છોડતા જા —રે મન૦

## प्रणव शब्दना उच्चारथी मन सत्वप्रधान थइने वृत्ति ब्रह्माकार थाय छे.

### ૩૮. રાગ જોનપુરી-ત્રિતાલ.

( આવો અરે સૌ આવો ?-એ લય. )

મનુવા મેરા જગ ગયા, શુન શબ્દકી ગર્જના,
મોહ નિદ્રા તજી ઉઠી ધાવા, હોકર મસ્તાના. —ટેક૦

આ હૃદય-કંદરા માંહી, મનુવા તો નાચ નચાહી;
નાભિ કમલસેં હુઇ રે............શબ્દકી ગર્જના.—મનુવા૦

ૐ શબ્દ ઉઠે પ્રાણુ વિષે, આ પહોચ્યા હૃદય દેશે;
તમ રજસેં છોડાયા રે............શબ્દકી ગર્જના.—મનુવા૦

સાત્વિક વાતાવરણુ, સ્થાપી મનમેં તતક્ષણુ;
દૂર કીયા તમ રજ કોરે............શબ્દકી ગર્જના.—મનુવા૦

સત્વ પ્રધાન જબ હુવા, શબ્દ કે સાથે ગયા;
બ્રહ્માનંદ સમાયા રે............શબ્દકી ગર્જના.—મનુવા૦

શબ્દ આકાશમેં લય હુવે, કાર્ય કારણુકે ન્યાયે;
મનતો રહા એકેલા રે............શબ્દકી ગર્જના.—મનુવા૦

શબ્દાલંબન છુટી ગયા, મનુવાતો નિરાલંબ હુવા;
વૃત્તિ બ્રહ્માકાર હુવા રે............શબ્દકી ગર્જના.—મનુવા૦

ૐ ૐ ઉચ્ચાર કિયે, મનતો ઉત્થાનકું પાયે;
**પરમાનંદ** અનુભવે રે............શબ્દકી ગર્જના.—મનુવા૦

## ૩૯ રાગ ભૈરવ—તાલ ત્રિતાલ

લક્ષ્ય વિંધરે જીવ તું શિકારી, જીવ શિકારી રે-મતિધારી. ટેક૦
પ્રણવ ધનુષમેં બાણ ચડાવો, વારંવાર પ્રયાસ કરી. લક્ષ્ય૦
વૃતિ બાણકો ધાર બનાવો, ઉપાસના શિલાયે ધરી. લક્ષ્ય૦
ધનુષસેં બાણ છુટકર, લક્ષ્ય બ્રહ્મકો વેધ કરી. લક્ષ્ય૦
વેધત વેધત વિદ્ધ ભયો જબ, તનમયતા વૃત્તિ ધારી. લક્ષ્ય૦
**પરમાનંદ**-સ્થિતિ જો (તું) ચાહે, પ્રમાદસેં ક્ષણ ક્ષણ ડરી, લક્ષ્ય૦

**“ भगवान् भाववश्य छे. ”**

## ૪૦ રાગ આશાવરી અથવા ધનાશ્રી-તાલ-ત્રિતાલ.

ભાવવશ્ય ભગવાન, નારાયણ, ભાવવશ્ય ભગવાન. ટેક૦

## " ॐ द्वारा ध्यान करवानी रीती. "

" प्रणवो धनु; शरो ह्यात्मा, ब्रह्म तल्लक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेधव्यं, शरवत्तन्मयो भवेत् " ॥

—इति मुण्डकोपनिषद्—

ॐ धनुष तीर आत्मानुं, लक्ष्य बनाववुं;
त्वराथी विंधवाने हो तीरवत् तन्मय थवुं. "

જપ તપ સાધન કીન્હે બહુ ભારે, ભાવ વિના નિકામ. નારાયણ૦
ભાવ વિના જપ તપ જ્ઞાન ધ્યાન, સાધન ધૂર સમાન. ,,
ભકત જન કાનુન ન જાને, ભાવ હીમેં મસ્તાન. ,,
જહાં પ્રેમ તહાં નિયમ ન રહહીં, ગાવત શાસ્ત્ર પુરાણ. ,,
પવન જબ બહૈ બહુ વેગસેં, તોડ કરે મૈદાન. ,,
સગુણ કહો કે નિર્ગુણ કહો, ઇશ્વર એક પ્રમાણ. ,,
જીન્હે મિલા તિન્હે ભાવહીસેં મિલા, (તામેં) નહીં કાઇ શાસ્ત્ર જ્ઞાન.,,
ભાવહિમેં મીરાં ગણિકા શબરી, ગોપી મસ્ત હનુમાન. ,,
સર્વત્ર એક બ્રહ્મ ભાવમેં, **પરમાનંદ** ગુલતાન. ,,

## भजननो महिमा.

### ૪૧ રાગ ધનાશ્રી. તાલ–ત્રિતાલ.

રામ સચ્ચિદાનંદ, ભજમન, રામ સચ્ચિદાનંદ. ટેક૦
જો સુમરે ત્રય તાપ મિટતહૈ, કટત ભવકા ફંદ. ભજમન૦
રામ ભજનસેં જો સુખ ઉપજે, જાનત નહિ મતિમંદ ,,
જોતો વિવેકી વિષય વિરાગી, સોહિ પાવત આનંદ ,,
રામ સુધારસ તહાં લૌ ફીકો, જહાં લૌ વિષયાનંદ ,,
રામ રામ ભજતે **રામહી** ભયો, પાયા **પરમાનંદ** ,,

## मृत्यु अवश्यं भावी ।

### ૪૨. રાગ રામકલિ-તાલ પંજાબી ઠેકો.

આખર મરના હૈ ભાઇ મરના, (રે ભલા) કાહેકું મગરૂરી કરના. ટેક.

ચાર દીનોંકે લિયેરે ભાઇ, (ભલા) કયા ધાંધલ મચાના;
ધન દૌલત કછુ સંગ ન જાવે, (સબ તો) ઇહાંહી છોડ જાના.–આખર.

ભાઇબંધુ સગાં સહોદર, (એસબ) ચાર દીનકે મહેમાના;
ગુણવંત સ્ત્રી પુત્ર હો તો ભી, (રેભાઇ) મોહ ઉનકા ન કરના. ,,

અપના શરીર જો બડો પ્યારા, (ભલા) વહભી તો નહિ રહેના;
સ્મશાનમેં લાકર ફુંક દેવે હૈ, (આખર) ખાકહી ખાક રહેજાના. ,,

પંડિત હોકે પંડિતાઇ કરે, (રે ભાઇ) ગુમાનમેંહી બાત બોલના;
યતિ સન્યાસી પંડિત યોગી, (કાલતો) કોઇકોભી નહિ છોડના. ,,

ભલાઇ અપના ચાહોતો પ્યારે, (ભાઇ) બચ્ચા વાકા બન જાના;
બડાઇ અભિમાનકું છોડ કરકે, (રે ભાઇ) ભજનમેં મશગુલ રહેના. ,,

સબહિકો જ્ઞાન વિચારીકે, (ભાઇ) **પરમાનંદ** આયે ઠિકાના;
ૐ, ૐ તો રટના પ્યારે, (આખર) ૐ હી ૐ હો જાના. ,,

## मस्त-फकीरनी दशा.

### ૪૩ રાગ ઝીલ્લો અથવા ભૈરવી—એકતાલ.

( લેતા જાઓરે કાનુડા બીડી પાનનકી—એ લય. )

મેરા મન લગા ફકીરીમેં, ફકીરીમે ખુદ મસ્તી મેં. ટેક૦
યહ ફકીરી હૈ ખુદાકી પ્યારી, ચિત્ત ઉસીમેં લગાને મેં;
રાજી ન અલ્લા અમીરીમેં, અમીર બિચારા કૌન ગીનતીમેં. મેરા મન૦
જો સુખ પાયા અદલ ફકીરીમે, સો નહિ અમીરીમેં;
જો સુખ પાયા રસુલ ઇશ્કમેં, સો નહિ સ્ત્રી પુત્રનમે. „
જો તો મઝા હૈ ઝુંપડીમાહી, સો નહિ હૈ બંગલેમેં;
જો મઝા હૈ જંગલ માહી, સો નહિ શહેર બસ્તીમેં. „
જો તો મઝા હૈ કાલી કફનીમેં, સો નહિ કોટ પાટલુનમેં;
જો મઝા કંથા ગોદડીમેં, સો નહિ શાલ દોશાલોમેં „
જો તો મઝા હૈ મોટા કપડેમેં, સો નહિ સર્બતી મલમલમેં;
જો મઝા ટાટ બિછૌનામેં, સો નહિ મખમલ ગાદીમેં. „
જો તો મઝા હૈ ભૂમિ શૈયામેં, સો નહિ સેજ પલંગમેં;
જો મઝા હૈ કુદરતીમેં, સો નહિ બનાવટીમેં. „
જો મઝા હૈ ભાખરીમેં ભાઇ, સો નહિ લડ્ડુ પેંડેમેં;
જો મઝા નદી કે જલમેં, સો નહિ કોલ્ડ-વૉટરમેં „
જો તો મઝા હૈ ઠીકરામેં ભાઇ, સો નહિ કાચન પાત્રમેં;
જો મઝા લોટીમેં મુઝે, સો નહિ કમંડલુમેં. „
મહબુબસેં ઉલ્ફત લગાલે, કયા દુનિયાકી દોસ્તીમેં;
પરમાનંદ માલિક મિલેંગે, નિશ્ચે સચ્ચા ફકીરીમેં. „

# सद्गुरुश्रीनुं आवाहन.

## ૪૪. રાગ માઢ-તાલ ઐમટો.

સદ્ગુરૂ રાયા આવો, આવો મેરે સ્વામી;
આવો મેરે સ્વામી, દયાળુ અંતરયામી. ટેક.

"श्री" ગુરૂ પૂજન નિમિત્તે, આયો ગુરૂદ્વારે; (મૈ)
"स" પ્રેમે પૂજા કરૂં હું, કૃપા કરી સ્વીકારે (ગુરૂ) સદ્ગુરૂ.

"द" યા કરી સુનો અરજ મેરી, જો મન બહુ ચ્હાવે; (પ્રભુ)
"गु" પ્ત રૂપકો પ્રકટાવો તો, કયા તેરો ઘટ જાવે. (વ્હાલા) ,,

"रू" પ તેરો હૈ અપરંપારા, નહિં તામેં કછુ ખામી; (પ્રભુ)
"मु" ખ-ચંદ્રસે અમૃત ઝરે,ચકોર-મૈં હૈં કામી. (હા) ,,

"कु" મુદિની-લોચન હૈ મેરી, રૂપ-ચંદ્રકી આશ; (તેરી)
"टु" કે ન જીવન જીવ-ભ્રમરકા, બીન ચંદ્ર-પ્રકાશ (અહા) ,,

"रा" જ હંસ-તુમ ક્રીડા કરો હો, પવિત્ર "મંજુસરે;" (ગુરૂ)
"म" હા જલધિમે તરતા તરતા, લગા "ઓર"-કીનારે. (પ્રભુ) ,,

"की" ન્હી અકારણ દયા મુજ પૈ, તૈસેહી કરો આજ; (ગુરૂ)
"जै" વોપ-પુષ્પ લાયા (પ્રભુ) તોડી, તેરો પૂજન કે કાજ. (વ્હલા) ,,

"ॐ"-ગંધ સહ પુષ્પ ચઢાવું, "સોહમ્" કા નમસ્કાર; (ગુરૂ)
"પરમાનંદ" કૃપા-વર માગે, દે અપના દિદાર. (પ્રભુ) ,,

## " श्री सद्गुरु मुकुटरामकी जय. "

## रुप स्तुति तथा पुष्पथी पूजन.

### ૪૫. રાગ રામકલિ અથવા કાલીંગડો-પંજાબી ઠેકો.

( જય જય દત્તરાજ યોગી-એ લય. )

જય જય સદ્દગુરૂ સ્વામી, [ ૨ ]
જય જય યોગીરાજ સ્વામી. [ ૨ ]

"मु" ખ્ય રૂપતો નિર્ગુણ હૈ તેરો, સગુણ ધરી કરી લીલા;
"कु" ણ્ઠીત હોવે વાણી મેરી, વર્ણનતા વો લીલા. જય.
"ट" રે સકલ સંતાપ મનકી, જો જય-ગુણ તેરો ગાવે;
"रा" જીવ-લોચને કમલ-આસને, શાંભવી મુદ્રા દર્શાવે. જય.
"म" નકા વિક્ષેપ દૂર ભયા સબ, દેખી હાસ્ય-મુખ મુદ્રા;
"की" ન્હો ગુરૂરાયા કૃતાર્થ મુઝે, બુદ્ધિ ભઇ સુભદ્રા. જય.
"जय" ઘોષ-પુષ્પ [યહ] અર્પું ચરણે તવ, નહી જાણું સ્તુતિ-પૂજા;
'પ્રેમ'-'આનંદ'-'પરમાનંદ', નહિ નહિ સાધન દૂજા. જય.

### ધૂન.

જય સદ્દગુરૂ જય, જય સદ્દગુરૂ જય, [૨] જય સદ્દગુરૂ જય-જય ગુરૂ; [૨]
જય જય જય જય-જય સદ્દગુરૂ જય, જય સદ્દગુરૂ જય-જય ગુરૂ. ૧.
ગુરૂૐ, ગુરૂૐ ગુરૂૐ ગુરૂૐ, [૨] ગુરૂૐ, ગુરૂૐ-ૐગુરૂ. [૨]
ૐ ૐ ૐ ૐ-ૐગુરૂ, ૐગુરૂ, ગુરૂૐ, ગુરૂૐ-ૐગુરૂ. ૨

મુકુટરામજીકી જે, સદ્દગુરૂ દેવજીકી જૈ;
બોલો બ્રહ્મસ્વરૂપી ગુરૂજીકી જય જય જય.

## ॥ श्री सद्‌गुरुदेवकी जय ॥

### ૪૭ ભૈરવી-એકતાલ.

બોલો અહનિશ સદ્દગુરૂ શ્રી મુગુટરામજીકી જય. ટેક૦
મુગુટરામજીકી જય, યોગી રાજકી જય જય. બોલો૦

મુગુટરામતો નહિ મરા ભાઈ, સ્થિત્યન્તરકું પાયાહૈં:
સ્થિત્યન્તરકું પાયાહૈં, ઇશ્વર ગતિકું પાયા હૈં. બોલો૦

વ્યક્ત સ્વરૂપકું છોડી કરી કે, અવ્યક્તમેં રહા હૈ;
અવ્યક્તમેં રહા હૈ, નિજ સ્વરૂપમેં રહા હૈ, બોલો૦

યોગી જનોકૂં એક કલ્પાન્ત, પુર્યષ્ટક રહેં હૈ;
પુર્યષ્ટક રહેં હૈ, જીવન્મુક્ત વિચરેં હૈ. બોલો૦

**મુગુટરામ** વિચરતા હુવા, **ઓડેલીમેં** આયા હૈં;
ઓડેલીમેં આયા હૈં, દર્શન મુઝે દિયા હૈં બોલો૦

" **ઓર** " નદી કિનારે આકર, ૐ શબ્દ શુનાયા હૈ;
ૐ શબ્દ શુનાયા હૈ, મુઝે તો શુનાયા હૈ. બોલો૦

હમ્ સામાન્ય ચૈતન્ય શિવાય, વિશેષકું ધ્યાવતા નહિ હૈ;
વિશેષકું ધ્યાવતા નહિં હૈ, ચિન્તનભી કરતા નહિ હૈ. બોલો૦

(પણ) અહેતુક-કૃપાસેં વિશેષ, દર્શન મુજકું દિયા હૈ;
દર્શન મુજકું દિયા હૈ, ૐકૂં શુનાયા હૈ. બોલો૦

**પરમાનંદ** બલિહારી ઉસ, ઇશ્વર સ્વરૂપકું હૈ;
ઇશ્વર સ્વરૂપકૂં હૈ, મુગટરામજીકૂં હૈ. બોલો૦

તુમ્હી હિરણ્યગર્ભ કહલાયે, સારે બ્રહ્માડ રચાયે;
કોણુ કર શકે સુમાર... ... ..."

તુમ્હી વિશ્નુ રૂપ ધરાયે, સકળ જગતકી સ્થિતિ કરાયે;
તુમ્હી કરત સંહાર... ... ... ..."

હો જગત કે આદિ કારણ, તુમ્હી કીયે હુવે હો ધારણુ;
તુમ્હી કરત સંહાર... ... ... ..."

સબ બલોંમે તુમ્હી બલ હો, સબ ચલ હે તુમ્હી અચલ હો;
તુમ્હી સુખ કે ભંડાર... ... ... ..."

**પરમાનંદ** યું ગાતા હૈ, જો શરણુ તેરી આતા હૈ;
મિલે મુક્તિકા દ્વાર૦... ... ... ..."

## ॥ प्रभु महिमा ॥

### ૪૮ રાગ–આશાવરી-ત્રિતાલ.

પ્રભુ તેરી મહિમા અપરંપાર ... ... ...ટેક૦

અદ્ભુત હૈ તુમારી માયા, નહિ પાર કીસીને પાયા;
ઋષિમુનિ ગયે સબ હાર ... ... ...પ્રભુ૦

ભૂમંડળ ઔર તારે, ચરાચર જીવ જડ સારે;
તુમ્હીકો રહે પુકાર ... ... ... ”

## ॥ राम बोलो भाई राम ॥

### ४९ ભૈરવી-એકતાલ.

રામ બોલો ભાઇ રામ બોલો. ( ૨ )
રામ બોલો ભાઇ રામ બોલો. ( ૨ ) ટેક૦
દુનીયા કહે મરતે બખત, રામ બોલો ભાઇ રામ બોલો;
સાધુ કહે જબલગ જીવો, રામ બોલો ભાઈ રામ બોલો. ૧. રામ૦
રામ રામ રટતે રહો, જબલગ ઘટમેં પ્રાણ;
કબહું દીનાનાથકી, ભનક પડેગો કાન. ૨. રામ૦
રામ નામકી લૂંટ હૈ, લૂંટ સકે તો લૂંટ;
પીછેસેં પસ્તાયગા, ( જબ ) પ્રાણ જાયગા છુટ. ૩. રામ૦
રામ ઝરોખે બૈઠ કર. સબકા મજરા લેત:
જૈસી જીનકી ચાકરી, તૈસા તીનકો દેત. ૪. રામ૦
તીન નામ હૈં બ્રહ્મકા, ॐ, **सोऽहम्**, **राम**;
છુઈ ભેદસે જપતે હૈં, ન્યારે ન્યારે નામ ૫. રામ૦
**જ્ઞાની** સોઽહમ્ કહતે હૈં, **યોગી**હુ ॐકાર,
**ભક્ત** રામ રટતે હૈં, કહે કબીર બીચાર. ૬. રામ૦
રામ કહો ॐ કહો, કૃષ્ણ આનંદ કંદ
જામે ઉપજે આનંદ, સોઇ "**પરમાનંદ**" ૭. રામ૦

સત્ ચિદ્ આનંદ ઘન્, સ્વરૂપે હું તો, સત્ ચિદ્ આનંદ ઘન્ ટેક૦
દેશ અબાધિત, કાલ અબાધિત, વસ્તુ અબાધિત સન્.–સ્વરૂપે૦
સર્વ પ્રકાશક સર્વ નિયામક, અનપેક્ષિત્ ચેતન. ...”
પ્રિય હું પ્રિયતર, પ્રિયતમ પોતે, પ્રેમાસ્પદ હું પ્રસન્ન. ...”
આદિ રહિત હું, અંત રહિત હું, નાશ રહિત ચિદ્ ઘન્ ”
સ્થાવર જંગમ પ્રાણી પદારથ, માયિક મમ દર્શન ... ”
વિશ્વ સમસ્ત છે કલ્પિત મુજમાં, જેમ રજ્જુમાં ભુજંગ ”
અગમ અગોચર, ગુરૂગમ ગોચર, સાધન સાત્વિક મન. ”
કલેશ રહિત હું કેવળ સુખમય, જાણે અનુભવિ જન....”
પરમાનંદ દેવ ગુરૂ કૃપાથી, લીયો લક્ષ કથન... ... ...”

"તત્ત્વમસિ" કો વિચાર, મહાવાક્ય વિચાર. ત્રિપદમયિ૦
'તત્' પદ ઇશ્વર, 'ત્વં' પદ જીવહીં
"અસિ' પદ બ્રહ્મ નિહાર.... .... ...ત્રિપદમયિ૦

તું સબમેં, સબહી તુજ ભીતર;
વ્યાપક એક અપાર.... ... ... ..."

નિજહીમેં નિજકો ભૂલી રહ્યો હૈ;
નિજહીસેં નિજકો સમાર... ... ..."

ગુરૂકૃપા **પરમાનંદ** બતાવે;
તબ ભવજલ હોઇ પાર... ... ..."

## ૫૧ રાગ **ધનાશ્રી**-ત્રિતાલ

## राम-धून

### ૫૩ રાગ ઝીંઝોટી-પંજાબી ઠેકો.

ભજો રામ ભજો રામ ભજો રામનેરે. (૨)
ભજો રામનેરે, મૂકી સ્વમાનનેરે. ભજો રામ૦
ભજો રામ રામ રામ, ભજો રામ રામ રામ; (૪)
રામ રામ રામ રામ, રામ રામ રામ રામ. (૬)

## ૫૨ રાગ. ધનાશ્રી-ત્રિતાલ.

બ્રહ્મ વિચારે મન, વિરામ્યું જેનું, બ્રહ્મ વિચારે મન, ટેક૦

તાપ ત્રિવિધ નહિ તેને તપવે, શશી સમ શીતળ અંગ. વિરામ્યું૦
ઇંદ્રાદિકથી અતિ સુખ એને, નિશદિન આનંદ ધન. વિરામ્યુ૦
સ્વર્ગ અને અપવર્ગ અધિક નહિ, ન્યુન નિરંજન વન વિરામ્યુ૦
પુત્ર કલત્ર અધિક નહિ લેશે, સધળે સમ દર્શન. વિરામ્યું૦
જગદાકાર ન વૃતિ જેની, સ્વરૂપમાહિ મગન. વિરામ્યુ૦
આપ કૃતાર્થ છતા અન્યાર્થે, અર્પે તન મન ધન. વિરામ્યુ૦
જન્મ મરણ તેણે નકિક કાપ્યા, જીવન મુકત સદન વિરામ્યું૦
સત્ય સંકલ્પ જીતેંદ્રિય ત્યાગી, નિર્વાસન દૃઢ મન. વિરામ્યું૦
સાધન બોધની અવધિ છતા પણ, સંત સેવાનુ વ્યસન. વિરામ્યું૦
**પરમાનંદ** ભવ તારક ગુરૂથી, નિત્ય રહુ છું હું પ્રસન્ન વિરામ્યું૦

## श्री बालकृष्णना शृंगारनुं वर्णन

### ૫૪. "લાલ વારે આવો તો વ્હેલા આવજો રે" એ લય.

ચાલો જઇએ ગોકુળ રૂડા ગામમા રે,<br>
મ્હારો વ્હાલો વસે છે નંદ ધામમા રે. ટેક૦

ભાર ભૂનો ઉતારવાને આવીઆ રે,<br>
ગોપ રૂપે દેવોને સાથે લાવીઆ રે. ચાલો૦

ધન્ય ધન્ય યશોદાજી માત છે રે,<br>
બાળરૂપે શ્રીવર સાક્ષાત છે રે. ચાલો૦

ચરણ કમળ દીસે છે રળિયામણા રે,<br>
નેપુર સુંદર મ્હેરાવ્યાં મોહામણાં રે. ચાલો૦

રામ રામ–રામ, રામ રામ–રામ; ( ૪ )
**રામ રામ રામ રામ, રામ રામ રામ રામ.** (૪)—
–(સૌ સાથે, અનેકવાર) ભજો રામ૦

વાલ્મિક શબરીની ભીલ જાતિ, રામ ભજનથી થઇ પંકાતી.
નાત જાત પર ભાવ નથી, છે ભકિત વ્હાલી રામનેરે. ”
રામનામે પત્થર તાર્યા, અનેક ભકતોને ઓધાર્યા,
જાણો છો, પણ મોહયા ચામ દામને રે ... ... ”
મસ્ત બનો સૌ રામ ભજનમાં, જવું પડે ના યમ સદનમા;
મેલ **શાનુ** જંજાળ, નિત્ય ભજ રામનેરે... ... ”
( પ્રથમની છ લીટીનું પૂનરાવર્તન )

કટિયે કિંકણી કનક તણી છે ધરી રે,
અતિ સુંદર કીધી છે કારીગરી રે. ચાલો૦
બાહે બાજુબંધ બાંધ્યા રત્નો તણા રે,
શોભે કૌસ્તુભ હૃદય વિષે નાહ મણા રે. ચાલો૦
વનમાળા વિશાળ કંઠમાં ધરી રે,
અધિક શોભે શૃંગાર એથી કરી રે. ચાલો૦
શોભે મોરલી નાજુક હરિ હાથમાં રે;
દીઠી વિશ્વની સુંદરતા મારા નાથમાં રે. ચાલો૦
શ્યામ નીરખે છે મુખ મલકતું કરી રે;
દાંત સુંદર દીસે છે દાડમ કળી રે. ચાલો૦
કાને કુંડળ મકરાકૃત પહેરીઆ રે;
નકર્વસરના તેજે મન હેરીઆં રે. ચાલો૦
ભાલે તિલક વિશાળ કેસર તણું રે;
અંગે અત્તર ઉત્તમ બહેકે ઘણું રે. ચાલો૦
વાળ વાંકડીઆ શિર પર ફરફરે રે;
મયુર મુકુટ શ્રીજીનો મન હરે રે. ચાલો૦
શ્યામ સર્વાંગે સુંદીર શોભતા રે;
નરનારી નીરખી મોહ પામતા રે. ચાલો૦
ગોપીવૃંદ પૂજન માટે આવતા રે;
કુંકુમ અક્ષત ને પુષ્પથી વધાવતાં રે. ચાલો૦
છાઇ રહ્યો આનંદ નંદ આંગણે રે;
જશ બોલે બંદી જન બારણે રે. ચાલો૦
સંતો એકવાર કૃષ્ણ જય બોલજો રે;
સ્યામ શાનુ હૃદયપટ ખોલજો રે.

## પદ. રાગ. ધનાશ્રી-ત્રિતાલ

ગોવિંદ કૃષ્ણ હરિ, પ્રેમે ભજો. ગોવિંદ કૃષ્ણ હરિ. ટેક૦

નહિ મળે અવસર ફરી, પ્રેમે ભજો ગોવિંદ કૃષ્ણ હરિ.

કાયા કાચા કુંભના જેવી, તે શું મમતા ધરી......પ્રેમે ભજો૦

સગાં સમ્બંધી મિત્રો ગયા જે, તે નવ દીઠા ફરી...... ”

અલ્પાયુષ છે દેહ આપણો, જાણો સાગર લહરી. ”

જે જન મોહ્યા તે સહુ રોયા, લક્ષ ચોર્યાસી દેહ ધરી. ”

કરી લે સાર્થક સહુ આ દેહનું, હૃદયે પ્રભુનું ધ્યાન ધરી. ”

## ૫૫. રાગ ધનાશ્રી-ત્રિતાલ

રામકૃષ્ણ ગોવિંદ, ભજીલે રામકૃષ્ણ ગોવિંદ. ટેક૦

તજી જગતના ફંદ, ભજીલે રામકૃષ્ણ ગોવિંદ.

જે જે જૂએ છે સૃષ્ટિ વિષે તું, સર્વ માયાના બંધ. ભજીલે.

માત પિતા સ્ત્રી સુતને બાંધવ, મળ્યા રૂણાનુંબંધ. ”

જાવું પડશે સર્વને મૂકી, પૂરા થતા સંબંધ. ભજીલે૦

માટે ચેત ઝટ સમય વિચારી, ભૂલીશ મા રઘુનંદ, ”

પ્રભુ સ્મરણથી ઉરમા પ્રકટે, આનંદાનંદ આનંદ. ”

**શાનુ** સજ્જ થા હરદમ રટવા, રાધાવર વ્રજચંદ ”

## ૫૭. રાગ ધનાશ્રી—ત્રિતાલ.

ગુરૂ વિણ ગમ નવ પડે, પ્રાણીઆ ગુરૂ વિણ ગમ નવ પં
ભલે જગત આથડે... ... ... ... પ્રા
પરંપરા ગુરૂ તણી પૃથા છે, એ વિણ કાજ બગડે;
ગુરૂ વિનાના ભવસાગરમાં, દુઃખી થઇ રડવડે.
બાલપણે માબાપ ગુરૂથી, ઉચ્ચરતાં આવડે;
યુવાનીમાંએ વિદ્યાગુરૂથી, સુવિદ્યા સાંપડે.
વૃદ્ધ પણે ધર્મગુરૂ બોધેથી, સ્હેજે સમજણ પડે;
પણ મનડું ઠરે એવી શાન્તિ, વિના મન તરફડે.
શ્રવણ અધ્યયન મેં કર્યું બહુ પણ, શાન્તિ નામ નવ જડે
પૃથક પૃથક સર્વે બતલાવે, મન સંશયમાં પડે.
બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂ મળેતો, ભવનો ફેરો ટળે;
બ્રહ્મ સાથે તદ્‌રૂપ બનાવે, શ્રી સદ્‌ગુરૂ જ્ઞાન વડે.
એવા ગુરૂ શ્રી મળ્યા **શનુને,** પૂર્વ પુન્યની વડે;
તરવાનું શ્રીગુરૂએ બતાવ્યું, પ્રભુ નામ નાવડે.

## ૫૮. રાગ ધનાશ્રી—ત્રિતાલ.

## ૫૯. રાગ સોરઠ—ત્રિતાલ.

હરિૐ અંતરયામી અમને સુબુદ્ધિ આપજો રે
કુબુદ્ધિ કાપજો રે. ટેક૦
અસાર આ સંસારે લોભાઇ, જાણી ખરી સ્ત્રી પુત્ર સગાઇ;
મમતા વધતી દિન દિન એવી દબાવજો રે. હરિૐ૦
અકળિત માયા પ્રભુ તમારી, શુક બ્રહ્માદિ ગયા જ્યાં હારી;
એવી અટપટી માયાથી છોડાવજો રે. હરિૐ૦
યોગી ભકતો જે અનુભવે કહે છે, સ્વરૂપ એવું ચિત્ત ચહે છે;
દર્શન દઇ તે રૂપે શરણે રાખજો રે. હરિૐ૦
રટના નિશદીન નાથ તમારી, કરવા બળ આપો ગિરિધારી;
અરજી સેવક શાનુની પ્રભુ ઉર ધારજો રે. હરિૐ૦

## ૬૦. રાગ ઝીંઝોટી—તાલ દાદરો.

"દીનજન દુ:ખ હરન દેવ" એ લય.

દયાળુ રામ રાજા ભરોસો આપ ભારી.
ભરોંસો આપ ભારી, ભવસિંધુ લો ઉતારી. દયાળુ૦

અમોઘ ઉપાય આ કલિયુગમાં, ભજન સમો ન મળે. ”
દામ ન બેસે પ્રભુના ભજનમાં, ભજન ભાતુ કાં ન રળે. ”
આયુષ એળે ચાલ્યું જાયે, ભજન વિના પળે પળે. ”
જન્મ મરણ દવ સચરાચરમાં, ભજન વિના પ્રજળે. ”
ઉગર્યા વિરલા શાનુ એ દવથી, પ્રભુ ભજનના બળે. ”

## ૬૧. રાગ ઝીંઝોટી—એકતાલ.

"હૈયાના ફુટયા હરિ" એ લય.

આ દુનિયા જૂઠી, મનડું ત્હારૂં કેમ મોહ્યું.
મ્હારૂં મ્હારૂં કરતા આખું, જીવતર એળે ખોયુંરે. આ દુનિયા૦

આ કાયામાં શું લોભાયો, વિચારી જો મન ત્હારા;
હાડ માસને રૂધીર તણા આ, બની રહ્યા મિનારારે. ”

સગા સંબંધી સૌ સ્વારથના, અંતે અળગાં રહેશે;
જમના મારે નહિ મૂકાવે, હશે તે વીણી લેશેરે. ”

ગાડીઘોડા માલ ખજાના, નહિ આવે તુજ સાથે;
પાપ પુણ્યના હિસાબ લેશે, જે કીધા તે હાથેરે. ”

જાદુગરની બાજી જેવા, ખેલ જગતના ખોટા;

ગૌતમના શ્રાપે અહલ્યા બની'તી શલ્યા;<br>
બનાવી દીધી ચર્ણરજે, નૌતમ સુનારી. ”<br>
વાટ નિત્ય જોતી રામ રટતી શબરી નારી;<br>
પ્રેમે એંઠા બોર ખાઇ, લીધી એને તારી. ”<br>
આર્તવાણી ગજની સુણી, અંત વેળા જાણી;<br>
ધાયા તે સમય પ્રભુ, આપ છડી સ્વારી. ”<br>
રીઝયા મુષ્ટિ તાદુલે, દારિદ્ર દીધું ટાળી;<br>
કંચનના મ્હેલ કીધા, ભક્તનું હીત ધારી. ”<br>
ભાવે ભજો શ્રીવર દેશે, આવાગમન વિદારી;<br>
શ્રીરામ સ્વામિ **શત્રુ** તણા, ભવ રોગ દ્યો નિવારી. ”

"તારો નેડો લાગ્યો મુજને" એ રાગ.

ધન્ય ઘડી શુભ દિવસ આજનો, સંત પધાર્યા બારણે;
સંત પધાર્યા બારણે, મંગળ કરવા કારણે. ધન્ય૦

સંત રૂપે શ્રી પ્રભુ પધાર્યા, ઘર પાવન મુજ કીધું રે;
સંત તણા મંગળમય રૂપે, મન મારૂં હરી લીધું રે. "
ચરણ પખાળી ચરણામૃત લઇ, તનના તાપ સમાવું રે;
પાવનકર્તા સંત પ્રભુના, ચરણે શીશ નમાવું રે. "
સર્વે તિર્થ મ્હારા સંત ચરણમા, ગંગા યમુના કાશી રે;
સંત ચરણના સ્પર્શ વડે, મુજ પાપ ગયા સૌ નાશી રે. "
સંત કલ્પતરૂ શીતળ છાયા, જે જન આશ્રય કરશે રે;
શાન્તિ દાતા સંત કૃપાથી, સર્વે કાર્ય સુધરશે રે. "
સંત સમાગમ દૂર્લભભાઇ, અહોભાગ્ય તે પામે રે;
સંત તણાં વચનામૃતથી શાનુ, જન્મમરણ દુઃખ વામે રે."

વણસતાં કંઇ વાર ન લાગે, પાણીના પરપોટારે. ”
જંજાળ જગની મરતાં સુધી, ઘડીક ફુરસદ લેજે;
પ્રભુએ જે આપ્યું તેમાંથી, દાન સુપાત્રે દેજેરે. ”
મનુષ્ય દેહ દેવો માગે છે, સાર્થક એનું કરજે;
પરકાજે આ જૂઠી કાયા, પડે તો પડવા દેજેરે. ”
મૂકીને પંચાત જગતની, સદ્દગુરૂ શરણે જાને;
શાન્ત થશે ત્રિતાપ શત્રુ તુજ, શ્રીહરિના ગુણ ગાને. ”

**૬૨. રાગ. બડહંસ-એક તાલ.**

## ૬૪ રાગ જીલ્લો-એકતાલ.

"તમે હળવે હોડી હાંકોરે" એ રાગ

પ્રાણી માત્ર, પ્રભુનાં સરજેલાં, અવગણના કોઇની ન કરશો. ટેક.

ઉચ્ચ નીચ યોનિમા જન્મ લે, સૌ પોતાના કર્મે;
તેથી તેમને નિંદવાં એવો, નથી આપણો ધર્મ રે. અ૦

## ૬૩. રાગ બહુહંસ—એકતાલ

"તારો નેહા લાગ્યો મુજને" એ રાગ.

ત્હારે શરણે આવ્યો પ્યારા, ગોવિંદ ગોપાળરે, ટેક૦
ગોવિંદ ગોપાળરે, દીનના દયાળરે. ત્હારે૦

અધમાચરણી હું છું સ્વામિ, મદાધને વળી કામીરે;
ક્રોધ લોભને લાલચથી મુજ, પાપવૃત્તિ દીલ જામીરે. ,,

અનેક પાપો મેં કીધાં છે, શિક્ષા તે શી થાશેરે;
એકાંતે હું કર્મો મ્હારા, સંભારૂં જીવ ત્રાસેરે. ,,

નથી કર્યું મેં કિર્તન દર્શન, વળી ન કીધું દાનરે;
આખર મ્હારી શી ગતિ થાશે, વિસાર્યા ભગવાનરે. ,,

ક્ષમા કરો સેવકને વ્હાલા, ગુન્હા થયા બહુ ભારેરે;
અધમોધ્ધારણ બિરદ તમારૂં, આપ વિના કોણ તારેરે ,,

ક્યા જવું ને હવે શું કરવું, મતિ મુઝાણી મ્હારીરે;
દયાનિધિ હું શરણ તમારે, લેજો શનુને તારીરે. ,,

૬૫ રાગ. જીલ્લા.–એક તાલ. "પ્રાણીમાત્ર પ્રભુના" એ લય.

તમે હળવે હોડી હાંકો રે, તમે ધીમે હોડી હાંકો રે;
ભવસાગર ઘણો તોફાની .. ... ... ...તમે૦
ભવસાગરમા હોડી તરતી, ફરતી આનંદ લેવા;
માહિ વસે છે મહાન જળચરો, કામ ક્રોધાદિ જેવા રે. તમે૦
સંભાળ જીવડા હોડી તારી, રખે ખરાબે ચડતી;
સાવધ રહેજે તૃષ્ણા ખરાબે, નહિતો થાશે ફજેતી રે. તમે૦
સતસંગનો જ્યાં સઢ ચઢાવ્યો, હોડી ચાલી પૂરમાં;
વૈરાગ્યનો ત્યાં વાયરો વાયો, આનંદ ઉલટયો ઉરમાં રે. તમે૦
ભવસાગરનાં ઊંડા પાણી, વિચારી પગલું ભરજો;
સદગુરુની શરણ ઓથ ગ્રહીને, મન ચાહે ત્યાં ફરજો રે. તમે૦

પૃથક્ પૃથક્ મણકા માળાના, એક દોરે પરોવેલા;
સર્વ જીવોના ઘટમાંહે તેમ, શ્રી હરિ છેજ વસેલારે. અવ૦

પ્હેરણ ટોપીને પાયજામો, ઘાટ જુજવા જાણો;
પેહેરનાર સર્વેનો એક છે, પ્રભુને એમ પિછાણોરે. અવ૦

સમદૃષ્ટિ રાખે સર્વે પર, પૂર્ણ જ્ઞાની એ કહીએ;
ભેદ બતાવે એક બીજામા, તેથી દૂરજ રહીએરે. અવ૦

સમ વિષમનો ભેદ ટાળજો, પ્રભુને લાગશો પ્યારા;
એક તાતનાં **શાનુ** છે સૌએ, ગણશો ન મનથી ન્યારાંરે. અવ૦

### ૬૭. રાગ જીલ્લો-તાલ પંજાબી ઠેકો.

"રામૈ રામ રટોને" એ રાહ.

સંતો રામ રટેથી જગમાં નહિ મરવું અવતરવું, ટેક૦
નહિ મરવું અવતરવું, નહિ ચોર્યાશીમા ફરવું. સંતો૦
રામ નામનો મહિમા મ્હોટો, પતીત પાવન થાયે રામ;
કરણી કેવી અજામેળની, નામે વૈકુંઠ જાયે. સંતો૦
ન્હોતી જાણતી વ્રત નિયમોને, વનમાં શબરી નારી રામ;

### ૬૬. રાગ જીલ્લા પહાડી—તાલ એમટો.

" ધન્ય જેણે હરિગુણ ગાયા " એ લય.

નાથ તમે સાથ મ્હારી રહેજો, સંકટ સમે, નાથ તમે સાથ મ્હારી રહેજો. ટેક૦

વિનતિ એ મ્હારી ઉર ધરજો. સંકટ સમે૦

અબુધ અજ્ઞાન બાળ હું આ સંસારનો;
નાથ નિભાવી મને લેજો. સંકટ સમે૦

કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર ને માયા;
બાળને બચાવી એથી લેજો. સંકટ સમે૦

જ્ઞાન, દાન, ભક્તિ તણા ઉત્તમ વિચારો;
હરજી હમેશ મને દેજો. સંકટ સમે૦

ભક્તોના પ્યારા પ્રભુ માગે શનુ એટલું;
મરણાન્તે સાનિધ્યે રે'જો. સંકટ સમે૦

રામ રટણથી મહાપદ પામી, નામતણી બલિહારી. સંતો૦
વનચર જાતી હનુમાનજી, દેવ થઇ પૂજાયા રામ;
જીવતણી કયા વાતો કરવી, જડ જલમા તરાયા. સંતો૦
નિશદીન જેનું ધ્યાન ધરે શીવ, ભરત બની કલાશે રામ;
વિસરીશમાં એ રામ હૃદયથી, શનુ જાજ શ્વાસે શ્વાસે. સંતો૦

## ૬૮. રાગ જોનપુરી—ત્રિતાલ.

"આવો અરે સૌ આવોરે" એ રાગ.

જોયું નહિ સુખ જગમાંરે, દુઃખીઓ છે સૌ સંસાર.
અસાર દુઃખથી તરવાને, પ્રભુ વિના નહિ આધાર ટેક૦
સંસાર છે દુઃખ દેનારો, સુખ બિંદુતણો ઉમારો;
ઇન્દ્રવરણા જેવો ધારોરે. દુઃખીઓ૦
દુધ આકતણું છે ધોળું, થાય મૃત્યુ ભલે પીએ થોડું;
સમજો થયુ નથી મોડુંરે. દુઃખીઓ૦
ધન ધામ સહુ અહિં રહેશે, ખાલી હાથે નિકળવું પડશે;
કોઇ સગુ નહિં સંગીરે દુઃખીઓ૦
ભજો ભાવે શ્રીઘનશ્યામ, એ પરમાનંદનું ધામ;
છે છેવટનો વિશ્રામરે. દુઃખીઓ૦
કહે વેદ પુરાણ પોકારી, જો દ્રઢતા હોય તમારી;
સંસાર તારો મન મારીરે. દુઃખીઓ૦
શનુ સદ્‌ગુરૂ પાસે જાઓ, શુણી જ્ઞાન કૃતારથ થાઓ;
પછી આનંદે હરિ ગાઓરે. દુઃખીઓ૦

## ૭૦. રાગ-માઢ-એકતાલ.

કોઇ મને કૃષ્ણ બતાવો, એ મુરલી વાળો, કોઇ મને કૃષ્ણ બતાવો.

જેની મુરલીએ મોહ્યું, અખિલ બ્રહ્માંડ ભાઇ;
ઘેલું કર્યું ગોકૂળિયું, વધુ ના બજાવો. એ મુરલી.

બાવરી બનેલી નિકળી, ઘરમાંથી ગોપીઓરે;
નાદે નાદે નાશે, મુખે બોલે શ્યામ આવો. ”

પશુ પક્ષી તરવરને એ, પૂછે મ્હોટે સાદેરે;
કોઇ તો બતાવો દયા લાવી, મ્હારો માવો. ”

## ૬૯. રાગ-કાલીંગડા-એકતાલ.

"કોઇ પ્રેમી અંશ અવતરે" એ લય.

મન તું શીદ મનસુબા કરે, પ્રભુએ ધાર્યું હોય તે ખરે-ટેક૦
ઘડી પળની તને ખબર નથીને, મનથી મેહેલજ ચણે;
મુળમાં પાઇ મળે નહિને, લાખે લેખા ગણે............પ્રભુ૦
આ કર્યું મેં, તે કર્યું મેં, મિથ્યા બકવા કરે;
ધાર્યું ધરણીપતિનું થાયે, હુંપદે મરડાઇ મરે..........પ્રભુ૦
ઘડીમાં છાંયડો ઘડીમાં તડકો, વાદળ ભૂ પર ફરે;
સુખદુઃખ તેમ આવે ને જાયે, રેંટ ચક્ર જેમ ફરે.......પ્રભુ૦
ઉદય તેનો અસ્ત થવો છે, વિશ્વ નિયમ એ ખરે;
ખિલ્યું તે નિશ્ચે કરમાશે, કો કાળે નવ ફરે.......પ્રભુ૦
કાળ તણી અતિ પ્રચંડ શક્તિ, પ્રાણી માત્ર પર ફરે;
પ્રભુ શરણે જાશે તે બચશે, શાનુ શાને તું ડરે..........પ્રભુ૦

પગલે પગલે કૃષ્ણને જોતું, જાય ગોપીવૃન્દરે;
ભેટ થઇ યમુના તીરે, લઇ લ્યોને લ્હાવો. ”
રાસ રમાડી સહુના, મનોરથ પુર્ણ કરીઆ;
હવે વારી **શનુની** તાપ, ત્રિવિધી સમાવો. ”

## ૭૧. રાગ-ગોડી-તાલ દીપચંદી.

“ નાથ કૈસેં ગજકો બંધ ” એ રાગ.

ભજો સંતો ભાવ થકી યદુરાય,જેથી જનમ મરણ ટળી જાય.-ટેક૦
બાળપણામા ધ્રુવે ભજીયા, કષ્ટ વેઠી વનમાય;
દર્શન સાથે અચળ પદ પામ્યા, સફળ કરી નિજ કાય...ભજો૦
પ્રલ્હાદ નિજ તાત વિરૂદ્ધ થઇ. ભજના શ્રી જગરાય;
સ્થંભે પ્રકટી ભકત ઉગાર્યો, સ્હાય થયા નૃસિંહરાય. ”
હુંડી, મામેરૂ, શામળશાનો વિવાહ, એવાં કંઇ કામો સદાય;
પૂર્ણ કર્તા ભકતાધિન થઇ, નરસીંના રણછોડરાય. ”
ભાવ થકી સર્વે અર્પણ કીધું, રાજ્યસહિત નિજ કાય;
થઇ છડીદાર રૂપે શ્રી નાથે, રક્ષણ કર્યું બળિરાય. ”
ભક્ત તમારો કહીને વિભિષણ, શરણે આવ્યો રઘુરાય;
લંકેશ મારી રાજા બનાવ્યો, શરણાંગત કરી સ્હાય. ”
લજ્જા લેવા દ્રુપદ સુતાની, કૌરવો મન હરખાય;
વિનતિ શુણી વિઠ્ઠલે ચીર પૂર્યા, ઢાંકી દ્રૌપદીની કાય: ”
આધાર છે અવિનાશી તમારો, આ જૂઠા જગની માંહ્ય;
દાસ **શનુ** ઉરની ઉલટથી, ભક્તિ ચરણુની ચાહ્ય. ”

### ૭૩. રાગ બરવો-તાલ ખેમટો.

" મારો પીટયો આવ્યો, ખાવાનું કંઇ ના લાવ્યો " એ લય

પ્રભુને પ્રેમે ભજશે, તે સ્હેજે ભવજળ તરશે;<br>
માટે ચેતો પ્રભુ ભજવામાં સાર છે. ... ટેક૦<br>
જે જે દીન જાશે, તે પાછા ન દેખાશે... ...માટે ચેતો૦<br>
પુત્રને પરિવાર, આવે ન કામ લગાર .. ... "<br>
સ્વારથના સૌ બેલી, અંતે મેલે છે ઠેલી... ... "

### ૭૨. રાગ-કાફી-તાલ પંજાબી ઠેકો.

"'માયામાં મનડું મોહ્યુંરે, પામર પ્રાણી.' એ લય.

દાવો કરૂં શું તુજથીરે, નંદના લાલા;
તુજ ગતિ કળાય ન મુજથીરે, નંદના લાલા. દાવો૦
ગુણ ગણતામા થાકયા, અજ નારદ શારદ શીવ;
તો વ્હે શું પામર જીવરે, નંદના લાલા. "
હીંમત હું સર્વે હાર્યો, ના પહોચે બુદ્ધિ મારી;
શીદ કરવી વ્યર્થ લવારીરે, નંદના લાલા. "
રાહ બતાવો મુજને, એ અરજ મારી સ્વામી;
હું જડ બુદ્ધિનો કામીરે, નંદના લાલા. "
અંતરમાં પ્રભુએ પ્રેર્યું, જા સદ્ગુરૂજીને શરણે;
હરશે મયા આવરણેરે. નંદના લાલા. "
સંકલ્પ થયો જ્યાં મનમાં, મળીયા **પરમાનંદ સ્વામી;**
વૃત્તિઓ **શત્રુની** વિરામીરે. નંદના લાલા. "

પ્રભુને ભજી લેને પ્રાણી, વૃથા શીદ ખુવે જીંદગાની. ટેક૦

ફરી ફરી નહિ મળે આ માનવ તન, કરી લે કંઇક કમાણી,
રચી પચી રહ્યો શું જોઇ માયામાં, મિથ્યા વલોવ માં પાણી;
થશે ભવ આ ધૂળધાણી. પ્રભુ૦

માનવ જન્મ છે હરિ ભજવાને, નહિ બનવાને સેંલાણી,
યાદ કરતું કોલ ગર્ભવાસનો, વાત એ કેમ વીસરાણી;
ભજીલે તું સારંગપાણી. ”

ચિંતામણી આપ્યો તુજ હાથે, ઝવેરી તુજને પ્રમાણી,
થઇ ન પરિક્ષા તેની તુજથી, ફેંકી દીધો કાચ જાણી,
ભલે પૂઠે રૂવે રાગ તાણી. ”

સમજી હજી પણ જઇ ગુરૂ શરણે, પ્રભુને લે તું પિછાણી,
શિખ શાનુની ધરીને હૃદયમાં, હરદમ રટ વૃજરાણી,
ખરેખરી એજ કમાણી. ”

મ્હારૂં મ્હારૂં કરતાં, દીઠાં વ્હાલાં કંઇ મરતાં ...માટે ચેતો૦
ક્રોડાધિપતિ કહાવે, પણ સાથે પાઇ ન આવે ... "
અહીંનું અહીં સઉ રહેશે, એકલું જાવું પડશે ... "
આવ્યા'તા મૂઠીવાળી, જાશું મૂઠી ઉઘાડી ... "
પાપ પુન્ય હાથે, કીધેલા આવે સાથે ... "
શાનુ કહે પોકારી, છે ગતિ કાળની ન્યારી... "

## ૭૪. રાગ. હોરી–તાલ દીપચંદી.

## ૭૫. રાગ ગઝલ-તાલ પંજાબી ઠેકો.

મ્હારે તો એક રામ સ્વામિ, બીજાનું શું કામ છે. ટેક૦
બીજાનું શુ કામ છે, સ્વામી રામથીજ તમામ છે. મ્હારે૦
જર જમીન ને જોરૂ એ સૌ, જગના જૂઠા દમામ છે. "
કથીરને કેમ કંચન કહીએ, મૂલ્ય જેનુંજ બદામ છે. "
ખોટાં ને ખરાં જાણુ માં એ, અંત વેળાએ નકામ છે "
પ્રિત બંધાઇ પ્રેમી સાથે, પ્રેમી મ્હારો શ્રીરામ છે. "
અજરામર શ્રીસ્વામી મળ્યાથી, સદા **શનુને** આરામ છે. "

## ૭૬. રાગ ભૈરવ—એકતાલ.

મળ્યુ માનવ તન ભક્તિ કરવા, ભક્તિ કરવા, હરિને સ્મરવા. ટેક૦
ગર્ભ વિષે તેં કોલ કર્યો છે, ભજન કરી ભવ જળ તરવા. મળ્યું૦
વાત વિસારી ગર્ભ તણીને, બની ગયો તું બેપરવા. "
સ્ત્રી ધન પુત્રના સ્નેહે કરીને, ગર્વ થકી લાગ્યો ફરવા. "
દાન ધર્મ શુભ કર્મ કર્યું નહિ, સમજ્યો ધન ભેગું કરવા. "
પસ્તાવો થાશે બહુ તુજને, જ્યારે પડીશ તું તો મરવા. "
મેલી જંજાળને સજ્જ થા **શનુ** તું, પ્રભુ ચરણે મસ્તક ધરવા. "

## ૭૭. ભૈરવી—ત્રિતાલ.

પ્યારે 'હરિૐ' 'હરિૐ' ભજને, તારી વૃથા લવારી તજને. ટેક૦

જળ પ્રવાહ સમ આયુષ્ય તારૂં, જાય વહી તું સમજને;
ચેત હજુ પણ વખત હાથ છે, ગોવિંદ ગોવિંદ રટને. પ્યારે૦

કૃષ્ણ કૃપાએ મળ્યો માનવ દેહ, બખ્તર ભક્તિનં સજને;
ભુલ્યો તો ચોર્યાશી ફરતાં, પડશે દુઃખ બહુ તુજને. ”

શક્તિ શરીરમાં છે ત્યાં સુધી, નાથ નિરંજન રટને;
વૃદ્ધપણે તુજ હાડ ધ્રુજસે, થશે નહિ રજ ભજને. ”

શીશ નમાવી પ્રભુ ચરણનું, ધ્યાન હૃદયમાં ધરને;
વિનંતિ શાનુની શ્રીવર આપો, ભક્તિ ચરણની મુજને. ”

## ૭૮. ભૈરવી-એકતાલ.

તૂં રામ સુમર કયો સોતા હૈ,
ફિર મનુષ જન્મ નહિ આતા હૈ. તૂં રામ૦

પૂર્વ પુન્યસેં તન ધન પાયા, ખાવા ન કોઇકું ખીલાતા હૈ;
એક દીન ચોર ઉઠા જાયગા, પતા ન ઉનકા મિલતા હૈ-તૂં રામ૦

સ્વારથમેં દિન રેન ગવાંવે, પરમારથમેં અંધા હૈ;
આખર તેરી ક્યા ગતિ હોગી, ગયા બખત નહિ આતા હૈ ”

સંસાર સમુદ્ર અપરંપારા, પાર કોન હો સકતા હૈ;
શરણુ લિયા જીને રામ નામકા, સો નર પાર ઉતરતા હૈ. ”

ઝટપટ કરકે પાજ બાંધ લે, પાની સબ બહે જાતા હૈ;
પ્રમાદમેં પડકે મૂર્ખ કયું, પ્યાસે જાન ગવાંતા હે. ”

કબી જાયગા વો નહિ માલુમ, ફિર કયું ગાફિલ રહતા હૈ;
સુકૃત કરલે રામ સુમર લે, વોહિ સાથ શનુ ચલતા હૈ. ”

## ૭૯ રાગ-ધનાશ્રી.

પ્રભુ સમ કોણુ દયાળ, જગતમાં, પ્રભુ સમ કોણુ દયાળ. ટેક૦
ભક્તને કારણુ કરે દેહ ધારણુ, સ્વામી શ્રી ગોપાળ. જગતમાં૦
મનોરથ પૂરણુ કરવા માતના, થયા અદિતિ બાળ. ”
બળિ પાતાળે ચાપી વામનજી, બની ગયા રખવાળ. ”
પ્રલ્હાદ મારવા ખડ્ગ તાણીયું, હિરણ્યકશ્યપ ભૂપાળ. ”
સ્થંભમાહે પ્રભુ પ્રગટ થયા ધરી, નૃસિંહ રૂપ વિકાળ. ”
હુંડી સ્વીકારવા મહેતાજીની, દ્વારકેશ કરૂણાળ. ”
શેઠ શામળશા બની રૂપૈયા, ગણી આપ્યા તત્કાળ. ”
વિવિધ રૂપે સંકટ સમયે, રાખે પ્રભુ સંભાળ ”
શનુભાઈ પ્રભુ સુખના સાગર, સદા ભક્ત પ્રતિપાળ. ”

## ૮૦ માતાજીના સાતવાર.

"પાવા તે ગઢથી ઉતર્યાં" એ રાહ.

**આદિત્યે** અન્નપુરણા, આશ તમારી રે;
કરજો સર્વે પર મેહેર, વિનતિ એ મારી રે.
**સોમવારે** શુભ દીન, મા બહુ સારો રે;
થયો દર્શનથી અમ આજ, સફળ જન્મારો રે.
**મંગળવારે** મંગળ સૌનું કરજો રે;
કરી અમૃત દષ્ટિ માત, દુઃખડાં હરજો રે.
**બુધવારે** સુબુદ્ધિ અમને આપો રે;
સંસાર તણા સૌ ક્લેશ, અમારા કાપો રે.
**ગુરૂવારે** અમ ગર્વ માતા હરજો રે;
શુદ્ધ નિર્મળ સાત્વિક ભાવ, હૃદય અમ ભરજો રે.
**શુક્રવારે** સંકલ્પ અમારા મનના રે;
કરી પૂર્ણ હરો ત્રિતાપ, અમારા તનના રે.
**શનિવારે શત્રુ** માગે કૃપા મહાકાળી રે;
સંકટ સમયે લેજો, સદા સંભાળી રે.
આ સાત વાર જે કોઇ પ્રેમે ગાશે રે,
તેનાં મન વાંચ્છિત સૌ કાર્ય, પૂરણ થાશે રે.

## ૮૨ ॐ " गुरुदेव "

સાખીઓ. ( દરેક રાગમાં ગવાય છે. )

શ્રી ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂ વિણુ ઘોર અંધાર;
જે ગુરૂવાણીથી વેગળા, તે રવડ્યા સંસાર.
શ્રી હરિકૃપા તબ જાનિયે, દે માનવ અવતાર;

## ૮૧ ભજન

**" મેં તો માળા મોહનની લીધી કર વિષે "** એ લય

હું તો ઘેલો બન્યો છું હરિના ગાનમાં, (૨)
ભાન ભૂલ્યો (હું) ત્રિકમજીના તાનમાં. (૨) હું તો૦
જગની જંજાળ છોડી, સુરતા શ્રી હરિમાં જોડી; (૨)
લગની લાગી છે સુંદીર શ્યામમાં, શ્યામમાં, શ્યામમાં રે હું તો૦
ખાવા પીવા ન ભાવે, નિદ્રા ન મુજને આવે; (૨)
તલ્લીન રહું છું; ત્રિભુવન ધ્યાનમા, ધ્યાનમાં, ધ્યાનમાં રે. હું તો૦
તાલાવેલી લાગી તનમાં, મળવા મોહનને મનમાં; (૨)
જાદુ ભરેલું ગિરિધર નામમાં, નામમા, નામમાં રે. હું તો૦
વ્યાકુળ થઇ વ્હાલા માટે, ફરતો હું વાટે ઘાટે; (૨)
વ્હાલા દીઠા, **શત્રુએ** શ્રી રામમા, રામમાં, રામમા રે. હું તો૦

ગુરૂકૃપા તબ જાનિયે, જબ છોડાવે સંસાર.
સદ્‌ગુરૂ ધોબી જ્ઞાન જલ, સાબુ સર્જનહાર;
સુરત શીલાપર ધોયકર, પ્રગટે જ્યોત અપાર.
ગુરૂ બીન જ્ઞાન ન ઉપજે, ગુરૂ બીન મીટે ન ભેદ;
ગુરૂ બીન સંશય નાં મીટે, જય જય શ્રી ગુરૂદેવ.
શ્રી ગુરૂ ગોવિંદ દોનું ખડે; કીનકું લાગું પાય;
બલિહારી ગુરૂદેવકી, જીસને ગોવિંદ દીયા બતાય.
મન મારનકી ઔષધી, સદ્‌ગુરૂ દેત બતાય;
ઇચ્છત પરમાનંદકો, સો ગુરૂ શરણે જાય.

## પ્રાર્થના.

### ૯૩ રાગ કલ્યાણ-ત્રિતાલ.

પ્રિયતમ પ્રભુ કરીએ વંદના, જય ઘોષ સહિત આનંદના. ટેક૦
આપ પ્રભો અમ ચાલક પાલક, સાચુ ધન અમ રંકના. પ્રિયતમ
ક્ષણ ક્ષણના છો આપજ સ્હાયક, છો સાથી ભવ અંતના. ,,
શુભ જોનારા આપ ન જોશો, દોષો આ મતિ મંદના. ,,
સત્તા રૂપે વિશ્વ સકલમાં, વ્યાપક આપ નિરંજના. ,,
અમ સત્તા ધન અમને આપો, બાળક અમે શ્રીમંતના. ,,
નિજ સત્તા બલ અધિક પ્રકાશો, કરવું રહે આક્રંદના. ,,
નરહરિ સત્તા સ્વરૂપે પ્રકટો, હૃદયે સાધક સંતના. ,,

## ૮૪. રાગ રામકલી–એકતાલ.

જય જય ગુરૂ મહારાજ ગુરૂ, જય જય પરબ્રહ્મ સદ્‌ગુરૂ. ટેક૦
ચારી મુક્તિ દાયક દાતા, ઉદાર કલ્પતરૂ. (૨) (ગુરૂ) જય જય૦
અલક્ષ્ય અરૂપ અનામ અદૃપ, અંશે પરાત્પરૂ. (૨) (ગુરૂ) જય જય૦
સદ્‌ગુરૂ નારાયણ શરણાંગત, રાઘવ કરૂણાકરૂ. (૨) (ગુરૂ) જય જય૦

## ૮૫. અભંગ-એકતાલ,

તીન શીરે સહા હાથ, તયા માઝા દંડવત. ટેક૦
કાખે ઝોળી પુઢે શ્વાન, નિત્ય જાન્હવીચે સ્નાન.–તીન૦
માથા શોભે જટાભાર, અંગિ વિભુતિ સુંદર.—તીન૦
શંખ ચક્ર ત્રિશુળ હાતી, પાયી ખડાવા ગર્જતી.–તીન૦
તુકા મ્હણે દત્તનાથ, તુમચે ચરણી માઝા માથ.—તીન૦

## ૯૬. રાગ રામકલી–એકતાલ લાવણી.

"જય જય દત્તરાજ યોગી" એ લય.

ગુરૂને બાત સુનાયા એ, (૨) મુજકું ફકીર બનાયા એ. – ટેક૦
નિરાકાર શિરતાજ બનાયા, નિર્ગુણ ફજલી રેલી; (૨)
ચિદાકાસકી કફની ડાલી, હાથમેં ચિન્મય ઝોલી. ગુરૂને૦
આત્મજ્ઞાનકા લીયા કટોરા, ઘર ઘર ટુકડા માંગે; (૨)
કામ ક્રોધકી ધુની જલાઇ, અનહદ લંગર બાજે, ગુરૂને૦
આઁટ હાટકા માનવ પિંજરા, સોઽહમ્ પોપટ બોલે; (૨)
નિરંજન રઘુનાથ હુકમસેં, અંદરકા પટ ખોલે. ગુરૂને૦

## ૯૭ રાગ રામકલી–એકતાલ.

ભજ લે રામ દયાધનકું, સમજલે જૂઠી માયાકું. –ટેક૦
ચાર દિનકા રહેના બાબા, શોચ કરે કયા હોવે; (૨)
બડે બડે કે હવાલ દેખે, ચંદ્ર સુરજ દો જાવે. ભજ લે૦
સ્વર્ગ મૃત્યુ પાતાલ રહે નહિ, પંચભૂત ધુલ ધાની; (૨)
જીસ માયા કે ઘટા ટોપસેં, આખર ગઇ નિશાની "
જહાં હોય તહાં મીટ જાવેગા, એદ કહે એ બાની; (૨)
કહત કબીરા એક રામ બીન, ઔર નહિ મન માની "

## ૮૮. રાગ રામકલી-એકતાલ.

જય જય દત્તરાજ યોગી, જય જય મહારાજ યોગી. – ટેક૦
શેલી શૃંગી કંથા ઝોલી, ભભુત લગાયો તનમેં; (૨)
કોટી ચંદ્રકા તેજ ઝુલત હૈ, ચલે અપની ગતમેં. જય જય૦
શંખ ચક્ર અરૂ ત્રિશુળ બિરાજે, ગલે બડી બનમાલા; (૨)
યોગ-દંડ અબધુત દિગંબર, બનારસ રહેને વાલા. "
કૃપા કરો હમ દીન રંક હૈ, લે જાઓ અપની માયા; (૨)
**મહાદેવ** સુત ધ્યાન ધરત જબ, તબહી દરશન પાયા. "

## ૮૯. રાગ રામકલી-એકતાલ.

બંગલા ખૂબ બનાયા એ, અંદર નારાયણ સોયા. ટેક૦
પંચ તત્ત્વકી ભીંત બનાઇ, તીન ગુનકા ગારા;
ઓમ્ સોડહમકી છાન ચલાઇ, ચેતન કરને હારા. બંગલા૦
ઉસ બંગલેકું દશ દરવાજે, બીચ પવનકા ખંભા;
આવત જાવત કોઇ નહિ દેખે, એહી બડા અચંબા. "
પાચ પચીસા પાત્ર નાચે, મનવા તાલ બજાવે;
સુરત નુરતકા મૃદંગ બાજે, રાગ છત્તીસા ગાવે. "
અપરપાર ભરાહે યારો, સદ્ગુરૂ ભેદ બતાયા;
કહત **કબીરા** સુનો ભાઇ સાધુ, જીને પાયા ઉને છુપાયા. "

## ૯૦ રાગ રામકલી—એકતાલ.

હરિકા ભજન કરૂંગા બે, જમસેં ખુબ લહુંગા બે. ટેક૦
અહંતા મારૂ, મમતા મારૂ, ખાન જાતમેં કહાઉં;
મન મેરા અબ ચોકસ રાખું ચિત્ત ચેતનમેં મિલાઉં હરિકા૦
રામ નામકા ઘોડા મેરા, મેદાન બીચ દવડાઉં;
ભજન પ્રતાપકી હાથમાં બર્છી, સન્મુખ લે કર જાઉં ”
ઔર લોક તો સબકે ચાકર, મૈં હજુરકા કાજી;
કામ ક્રોધકી ગરદન મારૂ, સાહેબ રાખું રાજી. ”
મૈં સાહેબકા સચ્ચા ચાકર, મેરા નામ કબીરા;
સબ સંતનકું શીશ નમાઉં, જો હરિ પારખે હીરા. ”

## ૯૧. રાગ રામકલી—એકતાલ.

જમકા અજબ તડાકા બે, તું કયા જાને લડકા બે. ટેક૦
બડે મીજાસી કઠડે બેઠે, તકીઆ બિછાઇત સાજા;
માર ઝપટ કર જમ લે જાવે, જયો કબુતર ભુજા. જમકા૦
નવ બી મરગયે દશ બી મરગયે, મરગયે સહસ્ત્ર અઠ્ઠાસી;
તેત્રીસ કોટી દેવ બી મરગયે, પડે કાલકી ફાંસી ”
પીર મરે પયગંબર મરગયે, મરગયે જીદા જોગી;
જપી તપી સન્યાસી મરગયે, મરગયે હકીમ રોગી. ”
તીન લોક પર છત્ર બિરાજે, લૂંટે કુંજબિહારી;
કહત કબીરા પાખર લૂંટા, રૈયત કૌન બિચારી. ”

### ૯૨. રાગ રામકલી—એકતાલ.

ગુરૂદત્ત નિરંજન બનમો, કયા ઝુલ રહે નિરગુનમો. ટેક૦
જટા મુગુટ શિર લટા બિરાજે, ધ્યાન દિગંબર મુંદ્રા; (૨)
ભાલ ચંદ્ર ઝળકે મુખ મંડળ, કુંડળ જ્યોત કરનમો ગુરૂદત્ત૦
બભુત બદન બિચ હાથ કડાસન, વ્યાઘ્રામ્બર મૃગછાલા; (૨)
કંઠમાળ ત્રિશુળ કમંડલુ, સુમરન ફેરા સનમો. ”
ચાર બેદ કુત્તન રૂપ ઠાડે, જોડે કર નિશદિનમો;
માયા નંદી કામધેનુ ચોવીસ નામ દરશનમો ”
રંગ રૂપ નહિ કછુ બ્રહ્મકું, સબ બનાવટ ગબીરી;
દાદુદાસ શ્રી ગુરૂદત્તકે, ચરન સ્મરે મહા સુનમો. ”

### ૯૩. રાગ રામકલી—એકતાલ.

ગુરૂકી અજબ કલા ભાઇ, મુમુક્ષુ સમજો મનમાંહિ. ટેક૦
ચાર વેદ ષટ્ શાસ્ત્ર અઢારા, પુરાન કંઠ કર ગાવે;
ગુરૂ કલા કો ગુરૂકૃપા બીન, અનુભવ લેશ ન આવે. ગુરૂકી૦
આપ મતિસેં પ્રયત્ન અપનો, જ્યું જ્યું બહોત ચલાવે;
ગર્વ ગર્દમેં ત્યું ત્યું પ્રાણી, બહુત ડુબતા જાવે. ”
મંત્ર યંત્ર અરૂ તંત્ર જાદુ સબ, જૂઠા ઠાઠ કહાવે;
બેદ મંત્ર ગુરૂ મુખસેં સુનલે, સત્ય અર્થ સમજાવે. ”
ગુરૂ શરણ રહી શ્રવણ મનન કરી, નિદિધ્યાસકું ધાવે;

બિના પ્રયાસે સો નર સહેજે, સત્ચિદ્ સુખ હો જાવે ગુરૂકી૦
કહે **ડાસો** ગુરૂ વિશ્વનાથસેં, જીવન મુક્તિ પાવે. ”

### ૯૪ રાગ **રામકલી-ત્રિતાલ.**

નાવમેં નદીઆં ડુબી જાય, ભલારે તુમ દેખોરે લોકો, નાવમેં૦
કીડી ચાલી સાંવરે, નવ મન કાજલ સાર;
હાથી ઘોડા લીયા બગલમેં, ઉંટ લીયે લટકાય. ભલારે૦
એ કીડીકે મૂતનેસેં, નદી નાવ બહે જાય;
બંમન આવે ધોતી ધોવે, સાધુ જાપ કર જાય ”
ઘડા ન ડૂબે ઘડુલી ન ડૂબે, હાથી મલમલ નાહ્ય;
કીચડ પાની જલ ગયા સબ, મછીઆ રહે ગઇ આપ. ”
કહત **કબીરા** સુનો ભાઇ સાધુ. એ પદ હે નિર્વાણુ;
એ પદકા જો **અર્થ** બતાવે, સોઇ સંત સમાન. ”

### ૯૫ રાગ **પીલુ** અગર **ધનાશ્રી-તીન તાલ.**

રઘુવીર તુમકો મેરી લાજ.

સદા સદા મૈં સરન તિહારી, તુમ બડે ગરીબ નિવાજ. રઘુવર૦
પતિત ઊધારન બિરદ તિહારો, શ્રવનન સુની અવાજ. ”

હૌં તો પતિત પુરાતન કહિયે, પાર ઉતારો જહૌંજ. ”
અઘ-ખંડન દુઃખ-ભંજન જનકે, યહી તિહારો કાજ. ”
**તુલસીદાસ** પર કિરપા કરયે, ભક્તિ-દાન દેહુ આજ. ”

## 96. Prayer.

· My honour, O ! God, is in Thy keeping;
Thou art ever My Refuse,
For Thou art Protector of the weak,
It is Thy promise to listen to the wail of sinners;
I am a sinner of old, help me
Thou to cross this ocean of darkness.
It is Thine to remove the sin
And the misery of mankind.
Be gr icious to Tulsidas
And make him Thy devotee.

## ૯૭. રાગ **ધનાશ્રી-ત્રિતાલ.**

રામ રામ ભજલે, પલ પલ રામ રામ ભજલે. ટેક૦
પલની પલકમાં અલ્પ આયુષ્ય હે, મનની કલ્પના તજરે. પલ૦

વેદ વિચારે ને તું શું હારે, મૂરખ સમજ સમજરે. પલ૦
ભજને નિરંતર અંતરમાંથી, એ મહા મંત્ર જપલે. "
રામદાસના સ્વામીને ભજતાં, લોક લાજ સબ તજરે. "

## ૯૮. રાગ ધનાશ્રી-ત્રિતાલ.

સબ મતલબકે યાર, જગતમેં, સબ મતલબકે યાર.- ટેક૦
માત, પિતા, ભ્રાતા, ભગિની, સુત ઔર નીજ નાર. જગતમેં૦
સ્વજન કુટુંબી મિત્ર પ્રાણ પ્રિય, દાસ દાસી પરિવાર. "
રાજા પ્રજા ગરીબ તવંગર, ચોર અરૂ શાહુકાર. "
જોગી ભોગી અરૂ વૈરાગી, પંડિત ઔર ગુમાર. "
પતિવ્રતા અરૂ કૂલટા નારી, વર્ણાશ્રમ શુભ આચાર. "
પશુ પંખી જલજંતુ કીટ મૃગ, જીવયોનિ અપાર. "
સ્વારથ બિન કોઇ પાસ ન આવે, કરે ન કછુ ઉપકાર. "
નિસ્વારથ કોઇ હરિ કે પ્યારે, જિનકે હૃદય ઉદાર. "
જિનકો પરઉપકાર સદા પ્રિય,તિન પર મૈં બલિહાર. "

## ૯૯. રાગ ધનાશ્રી—ત્રિતાલ.

ગોવિંદ કૃષ્ણ હરિ, બોલોને ભૈયા, ગોવિંદ કૃષ્ણ હરિ. ટેક૦
માલ, દામ, કછુ નહિ બેડત, છુટત ના ગઠરી. બોલોને૦
એ કાયા કાગદકી પુતરી, સો છીનમે જાત જરી. "
જો મુખ સુંદર પ્રભુ, નાહીં ઉચ્ચારત, તો મુખ ધૂર પરી. "

## ૧૦૦ રાગ ધનાશ્રી—ત્રિતાલ.

અબ તુમ કબ સુમરોગે રામ, જીવડા, દો દિનકા મિજમાન અ૦
ગરભાપનેમેં હાથ જુડાયા, નિકલ હુવા બેઇમાન. અબ૦
બાલપનેમેં ખેલ ગુમાયા, તારૂનપનમેં કામ. અબ૦
બુઢાપનમેં કાપન લાગા, નિકલ ગયા અવસાન. અબ૦
જૂઠી કાયા જૂઠી માયા, આખર મોત નિદાન અબ૦
કહત કબીરા સુને ભાઇ સાધુ. યહી ઘોડા મેદાન. અબ૦

## ૦૧. રાગ ધનાશ્રી-ત્રિતાલ.

રામ કૃષ્ણ હરિ, જય જય, રામ કૃષ્ણ હરિ. ટેક૦
રામ કૃષ્ણના, નામ સ્મરણથી, જન્મ મરણ નહિ ફરી. જય જય૦
અધમોદ્ધારણ, પતિત પાવન, સેવક જન સુખકારી. ”
અજામિલ ગજ, ગણિકા તાર્યાં, નામે શબરી તારી ”
ગોવરધન ધર, ગો પાલન કર, રાધા કુન્જ વિહારી. ”

### “ रटण ”

## ૦૨. રાગ ધનાશ્રી-ત્રિતાલ.

, તૂંહિ તૂંહિ ’ રટ દિલદાર, હે મન, ‘ તૂંહિ તૂહિ ’ રટ દિલદાર. ટેક૦
જબ લગ ઘટમેં પ્રાણ વસત હૈ, તબ લગ તૂટે ન તાર. હે મન૦

લિંગ ઉલ્લેખકો ગુરૂને ઉવેખ્યો, દીઓ અલિંગ વિચાર ”
ફિરત ફિરત તોહે પાયા પિયાકો, કહાન કુંવર ૐકાર. ”
તન વૃન્દાવન, મન બ્રજવાસી, નાચત થેઇ થેઇ કાર. ”
આતમ સાગર મહાજલ મથ કે, દેખત દિલમેં દીદાર. ”

## ૦૩. રાગ ધનાશ્રી-ત્રિતાલ.

માયા મર્મ કો કળે, પ્રભુ વિણ, માયા મર્મ કો કળે.
અઘટીત ઘટના અટપટી રચના, પલટાયે પળે પળે. પ્રભુ૦
બ્રહ્મ જ્ઞાનમાં મગ્ન થઇને, રમણ ધ્યાનમાં કરે;
એવા મહા મુનિવર ભૂલ્યા, ભાન માયાના બળે. ”
ક્યાં સુત શ્રૃંગી, ક્યાં માત હરણી, નામ નિશાન ન મળે;
નિજ માયાને નિમિત્ત કરીને, હરિ ચાહે તે કરે. ”

## ૧૦૪. રાગ ધનાશ્રી-ત્રિતાલ.

ક્યું ગફલતમેં પડા, દીવાના, ક્યું ગફલતમેં પડા ટેક૦
હરિસેં કોઇ નહિ બડા, પ્રભુસેં, કોઇ નહિ બડા. દીવાના૦
પ્રલ્હાદ બેટા હરિસે લપટા, જબી થંભ કડકડા. (૨) ”
પુંડરિકને એવા કીની, વીઠ્ઠલ ઇંટ પર ખડા. (૨) ”

હનુમાનને સેવા કીની, લે દ્રોણાગિરિ દોડા. (૧) ”
ગોપીચંદા બચન સુનકર, મહાલ મુલક સબ છોડા. (૨) ”
કહત કબીરા સુનો ભાઇ સાધુ, હરિ ચરણ ચિત્ત જડા (૨) ”

## ૧૦૫. રાગ પીલુ—એકતાલ.

ઝટપટરે, તજ ખટપટ, તુ મન મારા;
ચટપટરે, ભજ ભગવત, નામજ પ્યારા. ટેક૦

ધન ધામ ધરા સુત નારી, પિતુ બાંધવને સહચારી;
કોઇ સાથ ન રહેશે તારી, લટપટરે, શા સારૂ કરે મન મારા. ચટ૦

સાખીઃ—મનસુબા મોટા કરે, પણ શીર ધુમે કાળ;
ઓચિંતો ઝડપી જશે, તેનો કર જરી ખ્યાલ.
રટ પટરે, જગદીશ સદા મન મારા. ”
છે જુઠી જગની બાજી, તે દેખી નવ થા રાજી;
નહિ નિત્ય સમજરે પાજી, નટખટરે, બન જ્ઞાનગૃહી મન મારા. ”

સાખીઃ—શમ દમ સંયમ નીયમમાં, રોજ રહે તલ્લીન;
તો તેથી થાશે નક્કી, મુક્તિ વધુ આધીન,
ગટપટરે, કર તે સાથે મન મારા. ”

## ૧૦૭ રાગ. પીલુ—તાલ દીપચંદી.

હરી બોલો હરી બોલો હરી બોલો ભાઇ,
હરી ના બોલે વાકુ રામ દુહાઇ... ...ટેક૦

હરી હરી ભજકે કયા ફલ પાયા,
હરી હરી ભજતે નિરગુણ માયા... ...હરી બોલો૦

કાયકૂં સીખતે પઠ પઠ ગીતા,
હરી હરી ભજતે સબ કછુ હોતા... ... "

કહત કબીરા હરી ગુણ ગાવે,
ગાવત નાચત વૈકુંઠ જાવે... ... "

**૧૦૬ રાગ પીલુ-ત્રિતાલ અથવા દીપચંદી**

હમ બીગરે તો બીગરે ભાઇ,
તુમ બીગરે નો રામ દુહાઇ... ...ટેક૦
ગંગાકે સંગ સરિતા બીગરી;
વો સરિતા ગંગા હો નીબરી... ...હમ૦
ચંદન કે સંગ તરૂવર બીગરા,
વો તરૂવર ચંદન હો નીબરા... ... ”
પારીસ કે સંગ લોહા બીગરા,
વો લોહા કંચન હો નીબરા... ... ”
સંતનકે સંગ કબીરા બીગરા,
વો કબીરા સંતન હો નીબરા... ... ”

### ૧૦૯ રાગ પીલુ—તાલ દીપચંદી.

જય જય જય જય, ત્રિભોવન ત્રાતા,<br>
સુર મુનિવર જેના ગુણ ગાતા... ...જય જય૦

યદુપતિ જગજીવન સુંદર,<br>
ભક્ત જનોને દયો સુખ દાતા... ...”

નટવર સુખકર નામ તમારૂં,<br>
સેવક જન પંકજ સુખ ચા’તા... ...”

પરમાનંદ પૂરણ પુરૂષોત્તમ,<br>
ભવભય ભંજન નરહરિ ત્રાતા.... ...”

શ્રીવર ભૂધર જગધર નટવર,<br>
પાયે પડું દયો શાન્તિ દાતા.... ...”

**૧૦૮ રાગ. પીલુ—દીપચંદી.**

ગુરૂ કૃપાંજન પાયો મેરે ભાઇ,<br>
રામ બીના કછુ સારહી નાહિ... ...ટેક૦

જાગત રામ સોવત રામ,<br>
સ્વપનેમેં દેખે રામહી રામ... ...ગુરૂ૦

અંદર રામ બાહિર રામ,<br>
જહાં દેખું તહા પૂરન કામ... ...ગુરૂ૦

એક જનાર્દની નામહિ જીકો,<br>
જહાં દેખું તહા રામ સરીખો... ...ગુરૂ૦

## "सनमनुं नाम"

### ૧૧૧. રાગ પીલુ-તાલ ખેમટો અથવા ગરબી.

(આવજો આવજો આવજોરે-એ લય)

નામ છે નામ છે નામ છે રે, મારી સનમનું ૐ ૐ નામછે-ટેક૦

જેના સ્મરણમાં હું મુજને ભુલું છું, મ્હારૂં એ યાત્રાનું ધામછેરે. મારી૦

**૧૧૦ ગરબો. રાગ પીલુ–પંજાબી ઠેકો.**

"મહેતાજી રે, શું મહિ મલ બતાવું" એ રાગ:

મરવું છે રે, એ નવ ભૂલી જાવું, શરણું શ્રી વરનું સ્હાવું. ટેક૦
આ શરીર બાળી દેશે રે, અહીંનું સત્ત અહીંજ રહેશે રે;
નહિ અન્ય કોઈ શુદ્ધ લેશે રે, તે ટાણે રે, પડે નહિ મુઝાવું શરણું૦
ન પ્રમાણ વડા નાનાનું રે, નથી નક્કી રોગી સાજાનું રે;
આવતુ અચાનક છાનું રે, તે માટે રે, જલ્દી સજ થઇ જાવું, "
જન નિત્ય જાય છે ચાલ્યાં રે, બહુ ગયાં આપણાં વહાલા રે:
જેમણે વૃથા વય ગાળ્યાં રે, તે સહુને રે, પડયુ હશે પસ્તાવું "
સહુ સ્મશાન જ્ઞાની થાતાં રે, પણ ક્ષણમાં ભૂલી જાતાં રે,
એ મુરખમાં લેખાતાં રે, નવ એવાં રે, કદી આપણે થાવું; "
મરવાથી જે જન ડરતા રે, તે એ ભય વધતો કરતા રે;
શીદ ઉપાય નથી આચરતા રે, ભક્તિથી રે, નહિ પડે ગભરાવું."
મરવા માટે સજ રહેવું રે, જગ ક્ષણિક સમજી લેવું રે;
પ્રભુભજનભણી મન દેવું રે અનું સાચુ રે, જગમાં એજ કમાવું"

તૂંહીં તૂંહીં રટતાં તલ્લીન થાઉં પ્રેમમાં, બીજા પ્રભુનું શું કામછેરે; ”
ૐ ૐ રટતાં તલ્લીન થાઉં પ્રેમમાં, બીજા પ્રભુનું શું કામછેરે. ”
પ્રીતિ એજ ભકિત અંત પ્રીતિએજ જ્યોતિ, પ્રીતિમાં મુકિતનો મુકામછેરે ”
મીઠડી મઝાઓને મીઠડું દર્દ બસ, એમાં પ્રેમીને તમામ છેરે. ”
સાગર સુખી સુર ગુરૂ પ્રસાદે, ભજનની ધૂનમાં આરામ છે રે. ”
પરમાનંદ પામ્યા ગુરૂ પ્રતાપે, ૐ ની ધૂનમા આરામ છે રે. ”

## ૧૧૨ રાગ પીલુ-તાલ-દીપચંદ.

ભાગ બડે જા ઘર સંત પધારે

કર સુમરણ ભવ સાગર તારે. ટેક૦

આયે સંતકા આદર કીજે,

ચરણ પખારી ચરણામૃત લીજે. ભાગ૦

યેહી સંત હે પર ઉપકારી,

શરણ આયેકો લેત ઉબારી. ”

જીનકે મુખકી સુનીયો બાની,

સુનતે મેટેહી ચાર ખાની. ”

ભવસાગરતેં ડુબત કાઢે,

સાહેબસેં અતિ પ્રીતિ બાઢે. ”

સાહેબકા ઘર સંતનમાંહી,

સંત પધાર્યાં સજનીરે, તું થાને વે'લી
અમૃતના ઘન વરષ્યા રે. આનંદની એ'લી. ૧

સંત ચરણની રજમારે. સજની જાઇ લોટો;
અડસટ તીરથ આવ્યાં રે, અવસર છે મોટો. ૨

કોઇ કામ નહિ આવે રે, કાચી છે કાયા.
ધંધો કરતાં ઢલશો રે, મૂકી દોને માયા. ૩

શબ્દ ગુરૂના સાચા રે જાઇ ઉરમાં લાગ્યા;
મોહ નિદ્રાથી પ્રાણી રે, ઝબકીને જાગ્યા. ૪

જાગ્યો જગત ન દીસેરે, તેના સંશય ભાગ્યા;
તનના પડદા તૂટયા રે, અનુભવ થઇ લાગ્યા. ૫

અગમ અગોચર જાગીરે, કોઇ એકજ જાણે;
સાહિબ કબીરાના પહનેરે, કોઇ વિરલા જાણે. ૬

સાહેબ સંત પ્રભુ અંતર નાંહિ. ”

કહે કબીર સંત ભલેહી પધારે,

જન્મ જન્મ કે કારજ સારે. ”

૧૧૭ ઢોળ—સુર—સારંગ-એકતાલ.

### ૧૬૫ રાગ પહાડી—તાલ કેરવો.

પ્રભુ સુનલે બીનતીયા હમારીરે. —ટેક૦

ભવસાગરમેં ડૂબ રહાહું, લીજીયે બેગ ઉબારીરે. —પ્રભુ૦

કામ ક્રોધ મદ દુશ્મન બારે, નિશદિન કરત ખુવારીરે.— ”

આટલો સંદેશો મારા ગુરુજીને કે'જો,
સેવકના હૃદયામાં રહેજોરે—મારા૦ ૨૬૦
કાયાનું દેવળ અમને લાગે છે કાચું,
તેની ભલામણ અમને દેજો રે—મારા૦
કાયા પડશે ને હંસા ક્યાં જઇ સમાસે,
તે ઘર બતલાવી અમને દેજો રે—મારા૦
અમને ને તમને તમને ને અમને,
જન્મો જન્મ પ્રીતિ રહેજો રે—મારા૦
બ્રહ્મ સ્વરૂપ મારી નજરે ન આવે,
દર્શન દીદાર અમને દેજો રે—મારા૦
બે કર જોડી દાસ અંબારામ બોલ્યા,
મુક્તિનો મારગ અમને કે'જો રે—મારા૦

સ્વારથકે સબ બંધુ જગતમેં, કેવલ તુમ હિતકારીરે.— ”
**બ્રહ્માનંદ** આશા તજે સબકી, આપો શરણુ તુમારીરે.— ”

## ૧૧૬ રાગ પહડી-તાલ કેરબા.

મત સોના મુસાફિર નીંદ ભરી (૨) ટેક૦
તુમ પરદેશી ભૂલે પડે હો, યહ સબ ચોરનકી નગરી. મત૦
પલ પલ છિન છિન તાક લગાવેં, ચંપત માલ ચુકાનજરી. ”
લોક લુટાઇ ગયે બહુતેરે, વિરલા જાય બચા ગઠરી ”
**બ્રહ્માનંદ** કરો અબ ત્યારી, રેન બિતાય ગઇ સગરી. ”

## ૧૧૭ રાગ હોરી-તાલ દીપચંદી.

**અમે તો આજ** તમારા, બે દિનના મહેમાન. ટેક૦
સફલ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન. અમે૦
આવ્યા જેમ જશું તે રીતે, સર્વે એમ સમાન;
પાછા કોઇ દીન નહી મળીએ, ક્યાં કરશો સન્માન. ”

સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન;
સંપી સદ્‌ગુણુ લેજો દેજો, દૂર કરી અભિમાન. ”
લેશ નથી અમને અંતરમા, માન અને અપમાન;
હોય કશી કડવાસ અમારી. તો પ્રિય કરજો પાન, ”
**કેશવ હરિએ** કરૂણા કીધી, ન ભમો ભુલી ભાન;
તત્વે તાન રહે છે તેને, થાય ન જરીએ જાન. ”

## ૧૧૮ રાગ. હોરી-કાફી-તાલ-દીપચંદી.

હરિ બીન તેરો કોન સહાઇ. ટેક૦
ધન ધરતી ઔર સંપત સગરી, લપટ કયાં ઇનમાંહિ.હરિ૦
તન છૂટે કછુ સંગ ન જાવે, તામેં કયોં લપટાઇ. ”
દીન દયાધન સબ દુઃખભંજન, કયોં રૂચી ન બઢાય. ”
ના ક કહત અસાર જગતમેં, મત ઉરજ્ઞો અતિ ભાઇ ”

## ૧૨૦ રાગ રામકલી–કેરબો.

પ્રભુ શું લાજ લેવી ધારી, (૨) થાએ અમતણી ખુવારી. ટેક૦

જનમ્યા મનુષ્ય દેહ ધારી, આપની કૃપા અતી ભારી;
વૃત્તિ છતાં રહે વિકારી. પ્રભુ૦

પૂણ્ય કર્મ ન પૂર્વે કરેલું, પ્રતિકુળતાથી જીવન ભરેલું;
રહે અંતર ન વેયા ડરેલું. ”

## ૧૧૯ રાગ જંગલો ઝીંઝોટો–તાલ દાદરો.

( મહીદીપ છંદની ચાલ. )

દોડમાં ગમાર દૂર, ઇશ્વર છે આંહી, પૂર્ણને પ્રકાશમાન સર્વમાંહિં. ટેક૦
દૂર દૂર જાય નેમ, દૂર વિશ્વબંધુ, રામમા ન મલે એમ કદી કૃપા સિંધુ દોડ૦
અંતર છે એક ધામ, શ્રી નિવાસ કેરૂં, બહિર્દષ્ટિ રૂપ પડ્યો, મધ્યમાંહિ મેરૂ. ”
જનનીને જેમ અંધ, બાલક ન જાને, એમ જગતનાથ રહી જાયછે અજાને. ”
દેશ કાલ વસ્તુનો ન ભેદ બાઇ તેને, જાગ્રત કે સ્વપ્ન કે, સુષુપ્તિ હોય કેને. ”
નામ રૂપ સર્વ એ વિના ન લેશ ભાગે, જ્ઞાનરૂપ થઇ રહ્યો સદૈવ સર્વ પાસે. ”
જગત સર્વ છે વિવર્ત શુદ્ધરૂપ પોતે, એ અનાદિ દેવને બહાર કેમ ગોતે ”
સાધનશુભ કર્મ ધર્મ, શુદ્ધ ભક્તિ નાવે, શમ, દમ, નિયમાદિ ત્રેસહજ થઆવે. ”
અંતર્મુખ ઇન્દ્રિયો કરી, વિચારવાળા, કેશવહરિ આમતેમ, મળેકેમ કાલા. ?”

આ જન્મમાં પૂણ્ય ન કરીએ, તૃણવત્ અમે જ્યાં ત્યાં ફરીએ,
પણ શાંતિ ન મળતી જરીએ. ”
ચિંતાતુર મન સદા રહે છે, તેથી શરીર અશક્તિ ગ્રહે છે;
છતાં વૈરાગ્ય મન ન ચહેરે. ”
સત્વગુણ ન ઉરમાં પ્રકટે, પરિશ્રમ કરીએ પણ અટકે;
આનંદ ન રહે તેથી ખટકે. ”
આપ ઉપર પ્રેમ ન થાતો, વિષયો વિષે રહે ઉભરાતો;
રસ્તો કંઈ ન મને ભળાતો. ”
નથી સુખ મળ્યું સંસારે, મન જેથી ન સ્નેહ વિસારે,
પ્રતિબંધ કરતું કોણ ત્યારે. ”
વિનવીએ પ્રભુ શું આથી, અજ્ઞાન ન કશું આપનાથી;
કૃપા કરી ગ્રહો કરૂણાથી. ”

## ૧૨૧ રાગ માંડ-તાલ કેરબો.

મન તું ગોવિંદ ગોવિંદ બોલરે, તુજે કયા લગેગા મોલ. ટેક૦
દશ પાંચ કોસ નહિ ચલતા, તેરે હાથ પાઉ નહિ હીલતા;
તેરે ગાંઠકા દામ નહિ ખુલતા, તેરી અખીઆં ખોલરે. મન તું૦
કડી ખોલ જગતમેં આયા, માયા કે સંગ લપટાયા;
યે માયા હૈ જગ ઠગની, યે ઠગનીકા સંગ છોડરે. મન તું૦

મન તું બહુ રંગી હે ઘોડા, તેરેકું પાંચ બછેરા;
કાયામેં કયા હે તેરા, કયું કરતા મેરા મેરા.
તું અબ નિકાલ મરોડરે. મન તું૦
મન તું ગોવિંદ ગોવિંદ ગાવે, તો ફેર જન્મ નહિ પાવે;
કહતા હે દાસ કબીરા, તું ભવ સાગરકું છોડરે. મન તું૦

## ૧૨૨ રાગ આંડ-એકતાલ.

રામ રસ પ્યાલા હે ભરપૂર, પીયોને ઘટક. ઘટક. ઘટક. ટેક૦
લાગી ગુરૂ બચનસેં ચોટ, કલેજે ખટક. ખટક ખટક. રામ૦
સાહેબ તુંમેં તું માહેબ મેં, જ્યો બીજમેં બટક બટક બટક.
ઉલટા સુલટી સાન ગુરૂકી, મીટગઇ મનકી ભટક. ભટક. ભટક. ”
આપન ખોવે દીલકું ધોવે, ચઢે ગમરંગ ચટક. ચટક. ચટક.
પકડ સુતરકી દોર ગગનમેં, ચઢજા સટક. સટક. સટક. ”
આતમ અંગે ચોર પીછાનો, મારોને પટક. પટક. પટક.
ઉગ્યા અનુભવ સુર સો ઘટમેં, હુવા ઉજાલા ફટક. ફટક. ફટક. ”
સાદે સીધે સાહેબ હોવે, એ માયાકી અટક. અટક. અટક.
તીરથ વ્રત કરતેહી મરગયે, મરગયે લટકં લટક. લટક. ”
અગમ પંથકા ખેલ અટપટા, ખેલે સાધુ કો નટક નટક. નટક.
જ્ઞાન ગોહડી ગુલાબ પુરીકી, બીછાવો ઝટક. ઝટક. ઝટક. ”

## ૐ રટને.

### ૧૨૩ રાગ માંઢ-એકતાલ.

" મારી સજની તું રજની ક્યાં " એ લય.

ૐ રટને, તારો અવસર જાય અભાગી;
રટ તું, ૐ ૐ ૐ. ૐ રટને૦

વળી તજીને, આ સ્થુળ દેહના લ્હાવા,
રટ તું,: ૐ ૐ ૐ, ૐ રટને૦

હમણાં ફૂલ્યો ફાલ્યો ફરે છે, સંસારિક સુખ માટે; (૨)
એક દિન એવો આવશે વીરા, (૨) પડશે જવું વસમી વાટે;
રટ તું, ૐ ૐ ૐ. ૐ રટને૦

નાશવંતમાં સુખ હોય ક્યાથી, સુખ અખંડે મળતું;
માટે જગ જંજાળ તજીને, (૨) ૐ સ્નેહે ઉચ્ચર તું;
રટ તું ૐ ૐ ૐ. ૐ રટને૦

ૐ રટીને આ જગમાંહે, સાત્વિક કાર્યો કરજે;
અહંભાવ તજીને ભાઇ, (૨) કર્મનિષ્ટ થઇ ફરજે;
રટ તું, ૐ ૐ ૐ. ૐ રટને૦

(દાસપરે દયા લાવો રે) એ રાગ.

ચરણુ કમળે ચિત્ત જોડો રે, સદ્‌ગુરૂ દેવા, ચરણુ કમળે ચિત્ત જોડો૦

નિરંકુશ વૃત્તિ ધારી, હર્યો ફર્યો પૃથ્વી સારી; (૨)
મળી નહિ શાન્તિ, ભ્રાન્તિ તોડો રે. સદ્‌ગુરૂ દેવા૦

જુવાની દીવાની આવી, અનેક ઉપાધી લાવી; (૨)
ભમાવી દમાવી કાઢયો ખોડો રે. "

કીધાં બહુ પાપ પ્રીતે, રાખ્યું નહિ માપ ચિત્તે; (૨)
વિત્તથી વિંખાયો ના કંઇ થોડો રે. "

તનડું તપાવી નાખ્યું, મનડું ભમાવી નાખ્યું; (૨)
અંતરના પડદા આપ મરોડો રે. "

વિષયોપભોગ ભોગી, બન્યો રૂંવે રૂંવે રોગી; (૨)
યોગીજન તાપ તનના તોડો રે. "

દૃષ્ટિથી દીઠા જ્યારે, વૃષ્ટિ થઇ અમૃત ત્યારે; (૨)
વૃત્તિનો સોંપ્યો નાથ અછોડો રે. "

મનને વચન કર્મ, સોંપ્યા તવ હાથ ધર્મ; (૨)
મર્મો સમજાવી જાળ વછોડો રે. "

જીવ–શિવ રૂપે થાયે, ભેદ–અભેદ જણાયે; (૨)
સોડહમ્–સોડહમ્‌ની ધૂન છોડો રે. "

(१३३)

"श्री सद्गुरु-देवना चरण कमळमां प्रार्थना."

૧૨૪. રાગ. ભાંડ-એકતાલ.

## ૧૨૬. રાગ માંડ—એકતાલ.

કાયા માયા કોઇકી ના ભઇ સબ કહેને અપની અપની. ટેક૦

કાયા કોઇકી ના ભઇ, માયા કોઇકી ના ભઇ. સબ૦

સતયુગમેં ભયે હરિશ્ચંદ્ર રાજા, સતકી કાસ ધરી;

સતકે કારણ હેક બીકાયો, પણ સતસેં ના ડગી.

## ૧૨૫. રાગ માંડ—એકતાલ.

(દાસ પરે દયા લાવોરે.)

જય જય જય જગરાયારે, વંદન વંદન, જય જય જય જગરાયા.
અજ્ઞાન દૃષ્ટિનીમાંહિ, ભ્રમ-વશતાથી દેખાએ;
પ્રતિજન આ આપની માયા, માયારે. વંદન વંદન૦

અલ્પ જ્ઞાન દૃષ્ટિમાંહિ, રહે છે સદા જણાઇ;
પ્રતિજન આ આપની છાયા, છાયારે. ”

જ્ઞાન દૃષ્ટિનીમાંહિ, સૌને ભાસે છે આંહિ;
પ્રતિજન* આ આપની કાયા, કાયારે. ”

ધ્યાન દૃષ્ટિનીમાંહિ, જે અનુભવ દૃષ્ટિ ગણાઇ;
આપજ પ્રતિજન રૂપ જાય, જાયારે. ”

એ અનુભવ દૃષ્ટિ થાવા, આપમાં આપ સમાવા;
આજે આપનેજ સ્હાયા, સ્હાયારે. ”

ત્રેતામેં ભગો રાવણુ રાજા, ચૌકડી રાજ્ય કરી;
સૂત્રેળાચળપે દેહ પડી તબ, આખર ધુળ મળી. ”

દ્વાપરમેં દૂર્યોધન રાજા, અખંડ રાજ્ય કરી;
એક દીન ભારતકે રણુ ઉપર, આખર દેહ પડી. ”

કલીયુગમેં પ્રભુ ભકતન ખાતર, અખંડ મૌન ધરી;
**સચ્ચિદાનંદ** પ્રભુ રહત કાશીમાં, ભવજલ પાર કરી. ”

### ૨૨૭. રાગ માઢ—તાલ રૂપક.

શામ સેવીએરે, ગોવિંદ ગાઇએરે, કોરી કથનીથી શું થાય. ટેક૦
વિષ તણું વખાણુ કરે, કોઇ કહે ન મરાય;
તેલ છોડું, ઘૃત મોટુ કહેથી, પિંડ પુષ્ટિ ન પમાયરે. શામ૦
ત્હાં લગી લાભ શો મ્હોટી, મીઠી વસ્તુ મુખે ગાય;
ગુણ ને સ્વાદતો ત્યારે પામે, જ્યારે ખણુસે ખાયરે. ”

## ૧૭૯ રાગ ઝીંઝોટી અથવા આસા–તાલ દાદરો.

પંકજ–દલગતજલમિવ, ચંચલમિહ જીવનમ્ ।
સ્થાસ્યતિ ન હિ, યાસ્યતિ કિલ, કુરૂ હરિપદચિન્તનમ્ ॥
કુસુમોપમમહિ સીદતિ, તત્ર સુન્દરયૌવનમ્ ।
ગર્વં જહિ ખર્વં કુરૂ, સર્વં ભવબન્ધનમ્ ॥
સ્વપ્નોપમ ધન જન ગૃહ, દારાદિક બાન્ધવમ્ ।
સંગં ત્યજ ભજરે ભજ, હરિં પ્રાણવલ્લભમ્ ॥
પરિહર રે પાપં જન ભોગં રોગાસ્પદમ્ ।
યોગં કુરૂ ભોગે ન હિ, પ્રાપ્સ્યસિ ચિરસંપદમ્ ॥

## ૧૨૮ રાગ માઢની ગઝલ-તાલ રૂપક.

તું ધીમે ગાડો હાંકરે, સુન લડકે ગાડીવાન. ટેક૦
ગાડી તેરી રંગ બેરંગી, બેલ દીસે ગુલજાર;
હાંકનેવાલા છેલ છબીલા, બઠનેવાલા લાલ. તું ધીમે૦
સુનેકી તેરી કોટડી, રૂપે જડે કંવાડ;
દસ દરવાજે બંધ કરે જબ, નીકલ ગયા અસ્વાર. "
મારગ બીચમે ગાડી અટકી, મજલ પડી અબ દૂર;
સદ્‌ગુરૂકા હુક્મ હુવા જબ, કયા જાના કયા દૂર. "
કહત કબીરા સુનો ભાઇ સાધુ, યે પદ હૈ નિરવાણ;
યે પદકા જો અર્થ લગાવે, સોઇ ગુરૂ ઘર જ્ઞાન. "

## ૧૩૦ રાગ ઝીંઝોટી-તાલ-એમટો.

"વારો જશોદા માવડી" એ લય૦

બેશીએ હરિગુણ ગાવા, એવાં થઇ, બેશીએ હરિગુણ ગાવા. ટેક૦
ગુણ ગાવા તે નાથને ન્હાવા, ત્હેના જેવાં ગુણી થાવા એવાં થઇ૦
કૃતિ કહી તે રાખી સ્મૃતિમાં, સાર હૃદયમાં ભગાવા. "
રૂપ વર્ણીએ તે સંભારી, લાગ મળે ત્યારે ધ્યાવા. "
ભુલ કહીએ તેવાં નવ રહીએ, પૂરે પૂરા પસ્તાવા. "
ભકિત માગીએ તે કરવા લાગીએ, જાગીએ છુટી જાવા. "
કરગરીએ હરિનો ભય ધરીને, પાપને પડખે ન જાવા. "
કહીએ તે બગડી નવ જઇએ, સાચા મને સંભળાવા. "
ઉપકારો સ્મરીએ તે ઘડીએ, ઉર પ્રેમે ઉભરાવા. "
રૂબરૂમાં તો અનુ રહી રૂબરૂ, એમાંજ લગની લગાવા. "

## इष्ट मंत्रनो जप करवा मनने उपदेश.

## ૧૩૧ રાગ ઝીંઝોટી-એકતાલ.

ચરખો. "તુહિ રામ તુહિ રામ તુહિ રે" એ લય.

ગુરૂ ૐ ગુરૂ ૐ ગુરૂ ૐ, (૨)
તું તો જપી લે મનવા ૐ મંત્ર, જપ ગુરૂ ૐ, ૐ ગુરૂ ૐ ગુરૂ.

સાર તણા છે સાર સદ્દગુરૂ, પ્રણુવ મંત્ર લક્ષ્યાર્થ;
જપીને સત્વર સારી હવે લે, શાસ્ત્ર વિહિત પુરુષાર્થ;
હૃદયે વૃત્તિ સ્થાપીરે, તું તો જપી લે૦
વાચકથી વહી ઉપાશુમાંહિ, મનોમયે ચઢ વીર;
ધ્યાન તથા શુન્યે વધી ગુરૂવર, જોજે અંતર્ બહીર્; હૃદયે૦
સાર રહિત સંસાર નીરખવા, સાર તણો આગાર;
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિમાં રટ, ગુરૂ સુખ પારાવાર. હૃદયે૦
જપે ભલે કો તન ધન દારા, સુત ગૃહ ગ્રામ ગરાસ;
સઉનું મૂળ શ્રીગુરૂૐ જપી તું, ગુરૂત્વમાં કર વાસ; હૃદયે૦
ગુરૂથી ગુરૂ નથી અન્ય કશું અહિં, લઘુ આ વિશ્વ સમગ્ર,
નરહરિ ગુરૂ રટી ગુરૂમય થાતાં, પુનઃ ન રહેવું વ્યગ્ર; હૃદયે૦

## अलखनी वीणा.

**૧૩૨ રાગ. માંડ-એકતાલ.** રાહ-એક તારાનો.

કોઇ વીરલા વીણા અલખ નામની વગાડે. ટેક૦
અલખ નામની વગાડે-અભેદને જગાડે. કોઇ વીરલા૦
રૂની વેણુ વાઇ ધુની, પ્રેમની ધગાવે વ્હાલા;
હૃદય મિલાવી લહે લગાડે. "
એરે વીણામા સપ્ત, સુર મળી સાથે વ્હાલા;
નાદ ૐકારનો કઢાડે. "

## સોનાનું કુન્દન.

૧૩૩ રાગ. **માંડ-એકતાલ.** રાહ એક તારાનો.

કોઇ વીરલા સોની સોનાનું કુન્દન બનાવે. ટેક૦

સોનાનું કુન્દન બનાવે–સોનાને ખુબ તાવે. કોઇ૦

કુન્દન હતું તે કાળે, કંચન વદાયું વ્હાલા;

પ્રકૃતિ યોગને સ્મરાવે. ,,

ખુંટીઓ ચડાવી ભમરી, બેસતી કરીને વ્હાલા;
તારને તાનમાં રમાડે. ,,

તાર સાથેરે એક, તાર થાય ત્યારે વ્હાલા;
અલખની ઓળખાણ પાડે. ,,

તાર તુટયે સઘળું, તુટયું સમજવું વ્હાલા;
ખીલેલી બાજીને બગાડે. ,,

તારને કેળવવામાં, સાર સૌ ભર્યો છે વ્હાલા;
હું તું ના ભેદને ભગાડે. ,,

આવી મધુરી વીણા, જાણે તે જાણે વ્હાલા;
અવર ન આવે તેની આડે. ,,

કૃષ્ણ એ વીણા શોધેઃ સર્વદા મુમુક્ષુ વ્હાલા;
મળી રહે તેને કોઇ દહાડે. ,,

## ૧૩૪. આશા માંડ—એકતાલ.

" જુનું તો થયુંરે, દેવળ જુનું તો થયું " એ રાગ

સૂનું છો થયુંરે, દેવળ સૂનું છો થયું,

દેવળ પ્રભુને સ્મરીને, દેવળ સૂનું છો થયું. ટેક.

ભેદ ગાળીને જ્યારે, અભેદને શોધે વ્હાલા;
અલખના ઉભરા શું લાવે. ”

સોનાને ટીપી ટીપી, જતરડે ખેંચી વ્હાલા;
ધીમે ધીમે તારને લંબાવે. ”

તારનું ગુંડાળું વાળી, કુલડીમાં મૂકે વ્હાલા;
ભઠ્ઠીમાં કુલડી ભરાવે. ”

છાણા અડાયાં કેરી, આંચ દેવી જોઈએ વ્હાલા;
સોનીના પ્રયાસને શોભાવે ”

તત્ત્વમસિની જ્યારે, ફુંક મારે છે વ્હાલા;
પ્રકટતા દેવતા પ્રભાવ. ”

અનળ અને સોનું બન્ને, એક રૂપ થાતાં વ્હાલા;
અદ્વૈતાભાસ ઉપજાવે. ”

કુન્દન હતું તે કૃષ્ણ, કુન્દન બને છે વ્હાલા;
સ્વરૂપની ઐક્યતામાં આવે. ”

ભકિત રસ ભાવે જાગે, ભારે ભવ ભીતિ ભાગે;
અજબ પ્રકાશમાંહી પંખીડું ગયું ! કેવળ૦

માટીના મોહ જૂઠા, પાડે ને સૌને ભુંડા;
ધન્ય જીવન જે કંઇ ચહ્યું ને સહ્યું ! કેવળ૦

નયનોના બંધ તૂટે, જુઠડા સંબંધ છૂટે;
અખંડાનંદ પામે બાકી શું રહ્યું ? કેવળ૦

સુખ દુઃખ હર્ષ હાનિ, તૃષા ભુખ કલેશ ગ્લાનિ;
બધુંએ સમાન ભાળું જાયે ના કહ્યું ! કેવળ૦

કટુ વિખ જામ જાતાં, સુધારસ પાન થાતાં;
નિશો બહુ લાગે " હૃદય-યોગી " આ થયું ! કેવળ૦

### ૧૩૫ રાગ આસા માંડ-ત્રિતાલ.

" જૂનું તો થયું રે દેવળ " એ લય.

મોતિ ચરેરે, હંસા મોતિ ચરે, સુખરે સાગરમાં હંસા, મોતિ ચરે;
એરે મોતિનું કોણ મૂલ્ય કરે, સુખરે સાગર૦

અમુલખ મોતિ કેઈ, અતિ અજવાળુંરે, (૨)
ઝવેરી જુવે તો લ્હેનું મનડું ઠરે. સુખરે સાગર૦

લેવાને કારણ—હંસા સાગર ઉતરે. સુખરે સાગર૦

### ૧૩૬ રાગ **ભીમપલાસ તાલ—દાદરો.**

પ્રભુ ભાવના ભૂખ્યા, પ્રભુ ભાવના ભૂખ્યા, પ્રભુ ભાવના ભૂખ્યા. ટેક૦
ભકતને સુખે સુખી, ભકતને દુઃખે દુઃખી, હૃદયમાં તમે વસ્યા. પ્રભુ૦

એરે મોતિમાં ચૌદ, લોક સમાયારે, (૨)
બ્રહ્મા-વિષ્ણુ ને શંકર શોધ કરે. સુખરે સાગર૦

જતન કરી એને, રાખે કોઇ જાળવીરે, (૨)
શૂરા વિણ ના કોઇ સંભાળ કરે. સુખરે સાગર૦

ખરીદ કરે ત્હેને, ખોટ ન આવેરે, (૨)
નિર્ભાગી દેખી, તેથી દૂર ભાગે. સુખરે સાગર૦

સદ્દગુરૂ સાહેબ કેરી, હોય મહેરબાનીરે, (૨)
તે રે મોતિ ગ્ા સાચો, વણજ કરે. સુખરે સાગર૦

ત્રિકમ કહેરે મોતિ દેખી મન માહ્યુંરે, (૨)

વિનવું કૃપાળુ પ્રભુ, તાર્યા તમે ભકત બહુ;
જેણે ભાવથી ભજ્યા ”

રવડીએ અમે બધે, હૃદયે ના ભાવ વધે;
સંસાર સાગર સડયા. ”

ન્યાત જાત કર્મ ધર્મ, રાખ્યો ન તેં કાંઈ મર્મ;
એવાં બિરદ આપનાં ભર્યાં. ”

જેવો તેવો તોય તમારો, ભુલવણીમા હું ભમનારો;
નાથ કરો હવે દયા. ”

શબરીનાં એઠાં બોર, વિદૂર કેરી ભાજી;

દયાળુ આપશ્રી જમ્યા. ”

અર્જુન કેરા સારથી, દામાજી ઘેર મ્હારાથી;

વ્હાલે કેવાં કેવાં રૂપ ધર્યાં. ”

નરસિંહના કામ કર્યાં, દ્રૌપદીનાં ચીર પૂર્યાં.

તૂકાને સ્વપ્ને સોંપડ્યા. ”

## ૧૩૭ રાગ અડ્ધો (ઠુમરી) તાલ—બિહાગ.

"ભજ ગોવિંદમ્" એ લય.

મન અમનસ્ક થયા વિણ જગમાં, શક્ત કોણ ભવ જલ તરવા. ટેક૦
શબ્દ શાસ્ત્ર કે ન્યાય ભણે એ, બુદ્ધિને કર્કશ કરવા;
તર્ક વિતર્ક ભણી અતિશય સૌ, દર્પ ઘણો માંડો કરવા. મન૦
કરી ભોયરાં વસો ભોયમાં, ત્યાં બેસો નિત્ય સ્વર ભરવા.
ધ્યાન કરી સિદ્ધ સમાધિ, ભલે મચો જપ તપ કરવા. "
ભલે મૂત્ર મલ ભક્ષ કરીને, મથો અમર તનને કરવા;
કરી ભોગ યુવતિ ભગમાંથી, ઉર્ધ્વ રેત માંડો ભરવા. "
વિવિધ યોગ મુદ્રાઓ સાધી, ખાઇ ધાતુ રહો નરવા;
નદી તલાવો પહાડ દેવળો, તીર્થ તીર્થ માંડો ફરવા. "
મંત્ર તંત્ર ને જંત્ર ભણીને, ભલે મચો ફુંફાં કરવા;
નાચી કૂદી ગાઇ બજાવી, ભક્ત થઇ માંડો ફરવા. "
છાપાં તિલક વિભૂતી ભુંસી, માલા માંડો ફેરવવા;
દંડ કમંડલ સેલી સીંગી, ઓઢીને ભગવાં ધરવા. "
નગ્ન રહો યા મગ્ન રહો, અલગ્ન રહો સૌથી નરવા;
હો નરસીંહ સીંહણ કોઇ, મન મતંગ દો મા ફરવા. "

ક્યારે બાહ્ય ભ્રમણથી ત્રાસી, બહિરંતર ક્યોને વાસી;
ગગને જોવા જ્ઞાને નેત્ર ફટાડશે રે- મારા૦

ત્યાગી કરવાં વડાં વાતનાં, દઢ થઇ સાધી શુદ્ધ સાધના;
ભુખ હરનારાં ભોજન ક્યારે જમાડશે રે- મારા૦

દુર્ગુણ પંકે ના રોળાઇ, દૈવી સદ્‌ગુણ ક્ષેત્રે ધાઇ;
નિર્મળ તત્વ નદીમાં ક્યારે નવાડશે રે- મારા૦

દશ્ય વિષે દશ્યત્વ ન ભાળી, સુખમાં વિવર્ત ગાળી;
સૌમાં નૃહરિ ક્યારે પ્રિય દેખાડશે રે- મારા૦

## ૧૩૯. રાગ સોરઠ—ત્રિતાલ.

" કામણુ દીસે છે અલબેલા તારી આંખમાં રે " એ દેશ.

મારા મન તું ક્યારે પ્રિય પ્રભુને ભેટાડશે રે,
ક્યારે દર્શન અમૃતનો સુસ્વાદ ચખાડશે રે. ૮૪૦

કપિસમ તુજ ચાંચલ્ય તજીને, સર્વેશ્વરમાં પ્રેમ સજીને;
ક્યારે પ્રભુ ચિન્તનની ધુન જગાડશે રે— મારા૦

સાધનમાં કાયરતા છોડી, પ્રતિક્ષણ વધી ક્રમમાંહી અગાડી;
હૃન્મંદિરનો ક્યારે ઘંટ વગાડશે રે— મારા૦

જ્ઞાની ગુરૂ ભગવાન મહાત્મા, પ્રપંચરૂપ છતાં પરમાત્મા;
નિજ મહિમામાં રમતાં હદ મૂકે નહિ રે. જ્ઞાની૦

### ૧૩૮. રાગ સોરઠ—ત્રિતાલ.

ગુરૂજી મુક્ત થવાનો અપૂર્વ માર્ગ બતાવજો રે. (૨) ટેક૦
ગંડુ થઇ બહુ કાળ ગુમાવ્યો, અથડામણનો પાર ન આવ્યો;
નાલાયકમાં લાયકતા હવે લાવજો રે. ગુરૂજી૦
તિમિર તમામ સ્થળે છવરાયું, હિત અહિત જરા ન જણાયું;

## ૧૩૭. રાગ સોરઠ-ત્રિતાલ.

જ્ઞાની જ્ઞાન દશાની દોર કદી ચૂકે નહિ રે. (૨)      ટેક૦
વિધ વિધ વ્યહવારો સૌ કરતા, સઘળું કરતાં છતાં અકર્તા;
દોર ઉપર જેમ નટ સુરતા ચૂકે નહિ રે.      જ્ઞાની૦
જળમાં કમળો નિશદિન નહાતાં, જળ સાથે તે જળમય થાતાં;
અસંગતા જેમ સંગ છતા મૂકે નહિ રે.      જ્ઞાની૦
હાવભાવ વિધવિધના કરતી, આડી અવળી દૃષ્ટિ ફરતી;
હેલ નજરથી યુવતિ જેમ ચૂકે નહિ રે.      જ્ઞાની૦
રસના રસમાં રસમય બનતી, સ્વાદે સ્વાદે તન્મય થાતી;
અલેપતા જેમ લેપ છતા મૂકે નહિ રે      જ્ઞાની૦

## ૧૩૯. રાગ સોરઠ—ત્રિતાલ.

તન્મય થાવું રે, સદ્ગુરુના દેવી ધ્યાનમાં રે. ટેક૦

સત્ ચિત્ આનંદ જ્યોતિર્મય છો,
સકળ ભુવનમાં વ્યાપ્ત થયા છો;
રામકૃષ્ણ રૂપ ધારી શાન્તિ પ્રસારતા રે. તન્મય૦

અનંત શક્તિ પ્રભો આપ શરણમાં,
અનંત જ્યોતિ તવ નામ રટણમાં;
ઘટ ઘટ પ્રાણ જગાવો લીલા ખેલતા રે. ”

ૐ સ્વરૂપે પ્રભો આપ પ્રકાશો,

અંધકારમાં પ્રકાશને પ્રકટાવજો રે. ગુરૂજી૦

દરદીના છે અનેક દોષો, જડતા સામું કદી નવ જોશો;
વિશાળ દૃષ્ટિ કરીને અમી વરસાવજો રે. ગુરૂજી૦

ઉર્ધ્વ સ્થાન શુભ વૃત્તિ ચડે છે, અનેક વિઘ્નો આવી નડે છે;
આ અગવડની સરસ દવા સમજાવજો રે. ગુરૂજી૦

અંજન નેત્ર અજબ લગાવો, સત્ય રહસ્ય મુને સમજાવો;
દયા કરી (ગુરૂ) એવી ચાંપ દબાવજો રે. ગુરૂજી૦

જન્મ મરણ જાપે ગુરૂ મારાં, નીકળી દોષ રહે સહુ ન્યારાં;
સંત, શિષ્યને સત્ય કરી સમજાવજો રે. ગુરૂજી૦

ભજ મન રામ રામ રામ. (૨)

મારૂં મારૂં કરતાં નારૂં, જીવિત નક્કી ચર્થે જનારૂં;
અંતે તારૂં સર્વ જનારૂં, દામ, ધામ, ગામ, ... ભજમન૦

સગાં સહોદર સહુ છે ખેટાં, એ માયાના ગોટંમગોટા;
સમજ સમજ ભજ પ્રીતે, સુંદર શ્યામ શ્યામ શ્યામ. ”

લક્ષ ચોર્યાસી ફેરા ફરીને, પામ્યો નરતનુ કષ્ટે કરીને;
માટે ભજશ્રી હરિને, સુખના ધામ ધામ ધામ. ”

રજ્જુમાં જેમ સર્પ ભાસે, એ માયાનો ખેલ વિકાસે;
ભક્તિથી પ્રભુ સત્ય જણાશે, સર્વે ઠામ ઠામ ઠામ. ”

છોડ અહંતા જૂઠી મમતા, સચરાચરમાં ધરનેસમ તા;
પ્રભુ ચરણના રાખ્યા તુલસી રામ રામ રામ. ”

શ્રીઁ શક્તિથી વિશ્વ જગાવો;<br>
હ્રીઁ શક્તિથી આનંદ મંગળ આપતા રે. ,,

ઘોર તિમિર પ્રભુ વ્યાપી રહ્યું છે,<br>
તામસનું વિષ વ્યાપી ગયું છે;<br>
સત્વ રૂપે જાગીને જ્યોતિ પ્રકાશજો રે. ,

## ૧૪૦. રાગ સોરઠ-ત્રિતાલ.

શિખ્યા આ વેદની ઋચા, બધું બ્રહ્માંડ સાક્ષીમા;
અસલ એ શબ્દ બ્રહ્માનો, **પ્રભુવાણિ** હમે કહીયે. ”

નિરાકારે રહે અન્દર, મગર દર્શન ન દે દિલ્બર;
કહીયે એ નફ્ટ જીવતર, અગર મૃત્યુ હમે કહીએ. ”

ચરણ ચૂમતા કપાવ્યું શિર, સનમના પ્રેમની ખાતિર;
**સમર્પણ** એ હમે કહીયે, **પરાભક્તિ**જ એ કહીયે. ”

પીધું જે જ્યોતિ પ્રીતિનું, નિરંજન નેતિ નેતિનું;
ખરેખર વેદના સોગન, **પ્રભુ** એ એ હમે કહીયે. ”

દીવાનું ઘેલું તુજ પ્રેમી, ત્વદર્પિત પ્રાણ તન મન ધન;
ગુલામી કાયમી ત્હારી, **સનમનો શાહ** એ કહીએ. ”

## ૧૪૧. રાગ ગઝલ-તાલ કવાલી

ખપી જવું પ્રેમમાં ત્હારા, સમર્પણ એ હમે કહીએ.  
દફન થવું શેરીમાં ત્હારી, હમારૂં સ્વર્ગ એ કહીએ. ખપી૦

દરસ ત્હારૂં, શ્રવણ ત્હારૂં, અને તું માજ ગુમ થાવું;  
પરમ પ્રસ્થાન મુક્તિ, ધરમ એને હમે કહીએ. ”

સફર ત્હારી ગલીમાં તે, શહેનશાહી હમે કહીએ;  
રહેવું ચિન્તને ત્હારા, પરાભક્તિ હમે કહીએ. ”

તું માં છે જે-તું છે જેમાં, પછી શું શોધવું તેને ?  
ખબર નથી એજ ગફલત છે, અગર અજ્ઞાન એ કહીએ; ”

## ૧૪૩. રાગ ગઝલ-તાલ કવાલી.

જીસ રાહમેં ચલતેહે હમ, તુમ વહાં ન આ સકોગે,
તુમ વહાં ન આ સકોગે, તુમ વહાં ન આ સકોગે.

## ॥ तत्वज्ञानीनी उक्ति. ॥

### ૧૪૨. રાગ ગઝલ-તાલ-કવાલી.

અમે તો જ્ઞાનના યોગી, જગતનું સર્વ અમે છોડયું,
નિરંતર તત્વની સાથે, અખંડિત ચિત્તને જોડયું.
ક્ષણે યોગી, ક્ષણે ત્યાગી, ક્ષણે ભોગી થઇ ફરીએ;
અમારૂં રૂપ છે ન્યારૂં, અહં નિર્મૂલ કરી મોડયું.—અમે૦

નથી જગની હવે પરવા, ભલે ફરીએ જગે નિત્યેઃ
ન ઇચ્છા કાર્ય કે ફલની, સકલ આ કર્મબલ તોડયું.—અમે૦

અમે ઉપદેશની છાએ, સજીવન આકૃતિ વિશ્વે;
ઉપરથી દેખવા પૂરતું, અવિદ્યા ચર્મ છે ઓઢયું.—અમે૦

પરંતુ જ્ઞાન દૃષ્ટિને, અમારૂં રૂપ નથી છુપું;
જ્ઞાની (એક) જાણી શકતા શું, અમે ગ્રહ્યું ને શું તરછોડયું; ,,

નિજાનંદે અમે છાએ, સદાએ મસ્ત બહિરન્તર;
મઝાછે સર્વમાં મન આ, રહે જ્યા બ્રહ્મમાં પોઢયું. ,,

### ૧૪૪ રાગ ગજલ-તાલ કવાલી.

"પીરસેલ થાળી ઢેલી" એ લય.

ભજ (મન) કૃષ્ણ બંસીવાલા, ભકતનકે રખવાલા. ટેક.
સદા છાંડકે અભિમાન, રખના પ્રભુમેં ધ્યાન;

વહાં ચંદ્ર સૂર્ય પ્રકાશ નહિ, વહાં અન્ય જ્યોતિ ઉજાશ નહિ;
ચીન માત્ર નિત્ય વિકાસ હે, તુમ વહાં ન આ સકોગે.
વહાં પુત્ર નહિ, પ્યારા નહિ, નહિ મિત્ર નહિ દારા નહિ;
મન ચન્દ્રિકા મારા નહિ, તુમ વહાં ન આ સકોગે.
જીન આશ પ્યાસ તુમારીહે, મમતાકી ભૂખ ન ટારીહે;
અહંતાકું વહાં ભય ભારી હે, તુમ વહાં ન આ સકોગે.
વહાં કીસીસે નહિ દેખના, નહિ બુદ્ધિસે કછુ પેખના;
નિરાલમ્બ તત્વ વિસેખના, તુમ વહા ન આ સકોગે.
વિદ્વાન વહાં ભરમાતહે, વહાં ભક્તજન ભય ખાતહે;
રાગી અધમ તન પાત હે, તુમ વહા ન આ સકોગે.
યહ રાહ ખાડાધાર હે, ચલનેકા દુનિયા પાર હે;
નટદોરવત્ વ્યહવાર હે, તુમ વહાં ન આ સકોગે.
વહા દ્રશ્ય દાહક યાગ હે, કરતા બડા બલી ભાગ હે;
સ્વપ્રકાશ ચિદ્ ઘન્ યાગ હે, તુમ વહાં ન આ સકોગે.
વહા બ્રહ્મ રસકા પાન હે, પાને ગુરૂ ભગવાન હે;
રંગીન શીરકા દાન હે, તુમ વહાં ન આ સકોગે.

## ૧૪૫. રાગ ગઝલ–તાલ કવાલી

ઉમાકે કંથ મતવાલા. ગલે બિચ રૂંઢકી માલા  ટેક૦

કિની નંદીપે અસવારી, સંગેમેં પાર્વતિ નારી;
લિયા બગલોમેં દંડાલા. ... ... ...ગલે૦

ચલે શંભુ ત્રિપુરારી, જટા બિચ ગંગ હૈ પ્યારી;
કમંડલુ હાત મૃગછાલા. ... ... ...ગલે૦

ડમક ડમરૂ તુરહિ બાજે, થનક થક થૈ તની ગાજે;
અગડબં બં બજે તાલા. ... ... ...ગલે૦

ગિરિ કૈલાસકે બાસી, મિટાદો કાલકી ફાંસી;
શૈવકકી લાજ રખોવાલા. ... ... ...ગલે૦

દેના દીનનકો દાન, ભજ કૃષ્ણ બંસીવાલા.

પરવસ્તુ કો મત ચહાના, સંતોષમેં રહાના;
એહી ભક્તકે નિશાના, ભજ કૃષ્ણ બંસીવાલા.

સદા કૃષ્ણ કૃષ્ણ જપના, કોઇ વિશ્વમેં ન અપના;
સબ જાનના એ સપના, ભજ કૃષ્ણ બંસીવાલા

હોના સદા નિષ્કામ, રખના હૃદેમેં રામ;
એ ચહાતા **તુલસીરામ**, ભજ કૃષ્ણ બંસીવાલા.

## ૧૪૬. રાગ ગઝલ તાલ કવ્વાલી.

જો મરણ એ જીંદગીની, છે, અરે ! છેલ્લી દશા;
તો પરાર્થે અર્પવામાં, આ જીવનના મોહ શા! જો મરણ
ખિલી કળી કરમાય છે, પુષ્પો મૂકે પણ વાસના;
અમર નર તો તે ખરા જે, અમર કરતા વાસના. ”
મ્હારા તમે પરમાત્મા, ને હું તમારો આતમા;
પરમાત્માને શરણે જાતાં, કૃતકૃત્ય થાતો આતમા. ”
જ્યાં સૂર્ય શશી નથી ભાસતા, જ્યાં નાદ પ્રાણુ શમી જતા;
ત્યાં સર્વનું જીવન રહ્યું છે, મિષ્ટ આત્મ સમાધિમાં. ’
ત્યાં ઇશ નહિ, નહિ માનવી, ત્યાં વિશ્વ કે દ્રષ્ટા નહિ;
ત્યા દિવ્ય ધન શાન્તિ અને, જ્યોતિ વિના બીજું નહિ. ”
આત્મા સદા છે મુક્ત ને, તૂં તેજ આત્મ સ્વરૂપ છે;
એ જાણી વદ તૂં ૐ તત્સત્, ૐ તે તદ્રુપ છે. ”

## ૧૪૭. રાગ ગઝલ-તાલ કવ્વાલી.

“ શું કહું સર્વજ્ઞ સ્વામિ ” એ લય.

નાથ કહું કે તાત કહું હું, જાત કહું શું શું કહું;
જે કહું તે પડે ઓછું, સર્વ તું શું શું કહું. —નાથ૦

## ૧૪૮. રાગ ગઝલ-તાલ કવાલી.

શીખીલે પાઠ પોતાનો, મળ્યા સંજોગમાંથી તું;
વહી જાશે પછી તો એ, નહિ ઉપયોગમાં આવે.
ભણી લે પ્રેમથી સઘળું, બનીશ નહિ સ્વાર્થી અંધો;
અંતર પડદો ઉઘાડીને, પ્રભુને પારખી લેજે.
સમાવી સ્વાર્થની વૃત્તિ, ગબંધીને તું શોધી લે.
ગણીને સ્વપ્નની બાજી, ન ધર તું દીલમાં દુઃખને.
મરજી દેવના જેવી, બનાવો તો બને તેવી;

મ્હારૂં એ ત્હારૂં કહું કે, ત્હારૂં તે મારૂં કહું;
હું છઉં એવું ન્હું કે, હુંને પણ તું તું કહું. —નાથ૦

હું રહું તુમાં કહું, કે તું રહે હુમાં કહું;
હુંમા પણ તું, હુંમાં પણ તું, સર્વમાં તું તું લહું.—નાથ૦

હું કરૂં કે તું કરે ૯, હું કરૂં તે એ છે તું;
તું કરે ને કરાવે એ, તેથા હું શું શું સહું. —નાથ૦

ભોગવ હું એ રીતે તું ભોગવે ના ભોગવે;
ભોગવેજ યથેચ્છ તુ, ચીત આવે તે શું શું સહું—નાથ૦

ભોગ લાગ્યા ભોગ માગ્યા, તેથી ભોગ નથી થતા;
યોગને કર યોગ અનુપતિ અવર કહે શું શું કહું—નાથ૦

મમજણુ સારને ગ્રહીને, થજે સુખીઓ હવે જગમાં;
અનુભવી જ્ઞાન પ્રગટાવી ભોગવજે આત્મ-મસ્તીને.

હઠાવી હુંપણાને દૂર, ખીલાવી સમતા સઘળે;
પવિત્રતા પાળીને પોતે, ગુરૂગમ જ્ઞાન ગોતી લે.

અક્કલને આધે ઉશેટી, સમાવી દે બધી વૃત્તિ:
અહંતા ગાંઠને ગાળી, અરૂપી તું બની જાજે.

સરળતા સાધજે સીધી, અખંડાનંદમાં રહેજે;
ટકાવી આત્મ દષ્ટિને, અભયને આંગણે રહેજે.

જગતની જાણી લે રચના, ફરીના થાય એ ભ્રાન્તિ;
શોધી લે શરણુ સદ્દગુરૂનું, મળી જાએ અચળ શાન્તિ.

જમાવીને ખરી શાન્તિ, ભટકણ ભાગજે ભવનું;
કૃપા પામી ગુરૂ શરણે, ખરો શિષ્ય બની જાજે.

ન તારી કાંઇ ત્યાં સત્તા, બદલવા શું કરે બકવા.

ધણીનું ધાર્યું તે થાશે, માંહીનો મર્મ સમજી લે;
ગુમાવી દઇશ ના પળને, જીવનમાં જાગૃતિ ધરજે.

બનીને શિષ્ય સદ્‌ગુરુનો, કૃપાનું પાત્ર નીવડજે;
તજી અજ્ઞાન પોતાનું, અલૌકિક લાભ મેળવજે.

**૧૪૯ રાગ ગઝલ તાલ કવાલી.**

### ૧૫૦. રાગ ગઝલ—તાલ કવાલી.

કયા કયા ન કર રહાહૈ, દુનિયામેં નામ તેરા;
છોટા મગર બડાહૈ, દુનિયામેં નામ તેરા.

દુષ્ટોંકા નાશ કરતા, દુખિયોંકા દુઃખ હરતા;
દિનોં પૈ હાથ ધરતા, દુનિયામેં નામ તેરા.

માનીકો હૈ ઝિખાતા[1], ધનિકોં હૈ રૂલાતા.
રોતો કો હૈ હસાતા, દુનિયામેં નામ તેરા.

જો ખો-ચૂકે હૈં સબકુછ, સબકુછ વો, દે રહે હૈં;
કયા ખૂબ હૈ ખજાના, દુનિયામેં નામ તરા.

અજ્ઞાનકી અંધેરી, ભૂલા હૈ પથ મુસાફિર;
[2]દિયાસા ટિમ ટિમાતા,[3] દુનિયામેં નામ તેરા.

કરતા હૈ જડકો ચેતન, ચેતનકો જડ બનાતા;
હૈ મૌત મૌતકીભી, દુનિયામેં નામ તેરા.

### ૧૫૧. રાગ ગઝલ—તાલ કવાલી.

ઇતના તો કરના સ્વામિ, જબ-પ્રાણ તનસે નિકસે;
ગોવિન્દ નામ કહ કર, મેરે પ્રાણ તનસેં નિકસે. ઇતના૦

---

૧ નમાવતા. ૨ દિપકની માફક. ૩ પ્રકાશવા.

## अंतकाळ समयनी प्रभु प्रार्थना.

૧૫૨. (વારી જાઉંરે લાલા તમારા નામનેરે, એ રાંગ.

અંતકાળે વાલમ વ્હેલા આવજોરે,

મારા તનમનના તાપને બુઝાવજોરે.—અંત૦

શ્રી ગંગાજીકા તટ હો, શ્રી યમુનાજીકા બટ હો;
ઔર સાંવરા નિકટ હો, ફિર પ્રાણ તનસેં નિકસે. ઇતના૦

શ્રી વૃન્દાવનકા સ્થલ હો મેરે મુખમેં તુલસી દલહો;
વિષ્ણુ ચરણકા જલ હો, ફિર પ્રાણ તનસેં નિકસે ઇતના૦

સન્મુખ સાંવરા ખડા હો, બંસીકા સુર ભરા હો;
તિરછા ચરણ ધરા હો, ફિર પ્રાણ તનસેં નિકસે. ઇતના૦

શિર સોહના મુકુટ હો. મુખ પૈં કાલી લટ હો;
યહી ધ્યાન મેરે ઘટ હો, ફિર પ્રાણ તનસેં નિકસે. ઇતના૦

ઉસ વક્ત જલ્દી આના, નહિ કોલકો ભૂલજાના;
નૂપુરકી ધૂન સુનાના, ફિર પ્રાણ તનસેં નિકસે ઇતના૦

મેરે પ્રાણ નિકસે સુખસેં, તેરા નામ નિકસે મુખસેં;
બચ જાઉં ઘોર દુઃખસેં, ફિર પ્રાણ તનસેં નિકસે. ઇતના૦

જબ કંઠ પ્રાણ આવે, કોઇ રોગ ના સતાવે;
તું દર્શકો દિખાવે, ફિર પ્રાણ તનસેં નિકસે. ઇતના૦

યહ નોકરી અરજ હૈ, માનો તો ક્યા હરજ હૈ;
કુછ તેરીની ફરજ હૈ, ફિર પ્રાણ તનસે નિકસે ઇતના૦

તન તજવા ટાણે જો જમ ઝાલશેરે,
આખા જગમાં હાંસી આપની થશેરે.—અંત૦

જમ હાથે જાતો તો અંત વેળનેરે,
આપે લીધો ઉદ્ધારી અજામેળનેરે.-અંત૦

વિના વાહને ગયા કરૂણા કાજનેરે,
ગ્રાહ પંસથી મુકાવ્યો ગજરાજનેરે -અંત૦

લાગ્યો ને'મા ચોદેશ ઉઠી ઝાળનેરે,
ત્યાંથી બચાવ્યાં મંજારી બાળનેરે. —અંત૦

તારી નાયકા એ નાથ અર્પે નામનેરે,
દ્યો દેશોમા તુળજારામનેરે. —અંત૦

સગાં વ્હાલાં જુઠાં સંસારનારે,
કોણ દુઃખ મુકાવે જમ મારનારે.—અંત૦

અંતકાળનું ટાણું છે પ્રભુ ત્રાસનું રે,
દુઃખ જાણી પધારજો ત્યાં દાસનુંરે.—અંત૦

ગુણ અવગુણ તમામ મારા ટાળજોરે,
એક શણગારની લાજને સંભાળજોરે.—અંત૦

કંઠનાળ જો રૂંધાશે કફ જાળથીરે,
ત્યાં છે તરવાનું આપની સંભાળથીરે.—અંત૦

તૂટે નાડીઓને થાય ટુંકી જીભડીરે,
મ્હારે આવજો ત્યાં ગરૂડે ચઢીરે.—અંત૦

## ૧૫૩. રાગ કાલીંગડો અથવા કેદાર-ત્રિતાલ.

" તું તો રામ સુમર " એ લય.

કીન્ને દેખા કનૈયા, (૨) બંસી વાલારે, મુરલી વાલારે ટેક૦
મોરમુગુટ પીતાંબર શોભે, કુંડળ ઝળકત કાનારે કીન્ને૦
એલી તીર ગંગા પેલી તીર જમના, બીચમેં કનૈયા કાળારે. "
જમુનાકે નીર તીર ધેનુ ચરાવે, બંસી બજાવત પ્યારારે. "
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણ કમલ બલિહારારે. "

## ૧૫૪. રાગ કાલીંગડો અથવા કેદાર-ત્રિતાલ.

તું તો રામ સુમર, જગ લડવા દે. ટેક૦
કોરા કાગજ કાલી સ્યાહી, લિખત પઢત વાકો પઢવાદે. તું તો૦
હાથી ચલત હૈ અપને ગતમો, કુતર ભુકત વાકો ભુકવાદે. "
ચંડિ ભૈરવ શીતલા દેવી, પથ્થર પૂજત વાકો પૂજવાદે. "
કહત કબીર સુનો ભાઇ સાધુ, નરક પચત વાકો પચવાદે. "

### ૧૫૫. રાગ કાલીંગડો—ત્રિતાલ.

હમ મગન ભયે ગુરૂ નામમેં. (૨, ટેક૦
ગુરૂ નામમેં, ગુરૂ પ્રેમમેં. (૨) હમ૦
સત્‌ચિત્ આનંદ મંગલ મૂર્તિ, જ્યોતિર્મય બ્રહ્મ ધ્યાનમેં. હમ૦
ૐ સ્વરૂપે દિગંત વ્યાપે. શ્રીં શક્તિકે ધ્યાનમેં. હમ૦
હ્રીઁ રૂપે હરિ ૐ જગાવે ક્લીં રુપે શ્રી કૃષ્ણ જપાવે;
ઘટ ઘટ રમતા રામમેં ... ... ... ...હમ૦
બ્રહ્માનંદ પરમ સુખદાતા, જ્ઞાન સ્વરૂપ વિવેક પ્રદાતા;
પ્રેમ સ્વરૂપકે ધ્યાનમેં ... ... ... ...હમ૦

### ૧૫૬. રાગ કાલીંગડો ત્રિતાલ.

જય રામ કૃષ્ણ ધૂન લાગી રહી (૨) ટેક૦
લાગી રહી, લય લાગી રહી. (૨) જય રામ૦
પ્રેમ ભકિત આનંદ જગાવી (૨), બ્રહ્મનાદ ગજાવી રહી. જય૦
પ્રેમ ભરી મંગળમય મૂર્તિ (૨), જીવન જ્યોત જગાવી રહી. જય૦
વિશ્વ વિષે આનંદ જમાવી (૨), શાંતિ સદૈવ પ્રસારી રહી. જય૦

### ૧૫૮. રાગ કાલીંગડા-ત્રિતાલ.

જય રામ કૃષ્ણ ગોવિંદ હરિ. (૨) ટેક૦

ગોવિંદ હરિ, ગોપાલ હરિ. (૨) જય રામ૦

પરમ પ્રેમ પરબ્રહ્મ પરાત્પર, (૨) પુરૂષોત્તમ પરમેશ હરિ. જય૦

માધવ મનમોહન મુરલીધર, (૨) ગોવર્ધન ગિરિધારી હરિ. જય૦

આનંદકંદ મુકુંદ મુરારિ, (૨) શ્રી યદુનન્દન રાધેપતિ. જય૦

શ્યામ સુંદર જય મોર મુકુટધર,(૨)ભાલ તિલક મુખ બંસી ધરી. જય૦

મંગલમય જય કુંજવિહારા, (૨) તોરી નજરીઆં જાદુ ભરી. જય૦

## ૧૫૭. રાગ કાલીંગડો અથવા ભૈરવ-ત્રિતાલ

મને દ્યો દર્શન હવે ગિરિધારી,
ગિરિધારી રે, મુરલીધારી. —મને૦

જન્મ મરણથી થાકયો હવે તો,
કરજો કરૂણા મોરારી. —મને૦

કામ ક્રોધ મદ લોભ સતાવે,
ક્ષણ ક્ષણમાં દુઃખ દે ભારી. —મને૦

દાન ધર્મ દીનતા નહિ ઉપજે,
મમતામાં મલકાઉ હરિ. —મને૦

## ૨૬૦. રાગ કાફી-તાલ દીપચંદી.

હે ભોળાનાથ દિગંબર, યે દુઃખ મેરા હરો.    ટેક૦

ચંદન ચાવલ બેલકી પતિયા, શિવજી કે માથે ધરો  હે ભોળા.

અર્ધાંગે પાર્વતિ ગજાનન શોભે, મસ્તકે ગંગા ધરો.  ”

વ્યાઘ્ર કડાસન આસન બેઠે, ગલે રૂંડમાલ ધરો.  ”

**મીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર, શિવજીકે પાઉં પરો.  ”

## ૧૫૮. રાગ કાફી-એકતાલ

" માયામાં મનડું મોહ્યું રે. " એ લય.

ભગવાન ભક્તિ મને આપો રે, દીન દયાળા. ટેક૦
હરી હવે હું હાર્યો છું, જન્મ મરણથી;
મારાં દુઃખડા સર્વે કાપો રે . દીનદયાળા. ભગવાન૦
માધવ માયા ને મમતા મને માર મારે;
હું શરણ પડ્યો છું તમારે રે...દીનદયાળા ભગવાન૦
દામોદર દુઃખના દરિયામાં, હું રહ્યો ડુબી;
મને ચરણ કમળમાં સ્થાપો રે...દીનદયાળા. ભગવાન૦

### ૧૬૨. રાગ ખમાચ—તાલ ધુમાલી.

નારાયણનું નામજ લેતાં વારે તેને તજીએરે; ટેક૦
મનસા વાચા કર્મણા કરીને, લક્ષ્મિવરને ભજીએરે. નારાયણ૦
કુળને તજીએ કુટુંબને તજીએ, તજીએ મા ને બાપરે;
ભગની સુત દારાને તજીએ, જેમ તજે કંચુકી સાપરે. ”

## ૧૬૧ રાગ ખમાચ અથવા આશાવરી,

## પ્રભાત, ઠુમરી—તાલ ધુમાળી.

વૈષ્ણવ જન તો તેને કહીયે, જે પીડ પરાઇ જાણેરે;
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણેરે.
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેનીરે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેનીરે.
સમદૃષ્ટિને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માતરે;
જીવ્હા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથરે.
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાંરે;
રામ નામ શું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાંરે.
વણ લોભીને કપટ રહિત છે, કામ ક્રોધ નિવાર્યારે;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તાર્યારે.

ગુરૂબિન કૌન સહાઇ નરકમેં, ગુરૂબિન કૌન સહાઇરે, ટેક૦
માતપિતા સુત બાંધવ નારી, સ્વારથકે સબ ભાઇરે;
પરમારથકા બંધુ જગતમેં, સદ્દગુરૂ બંધ છુડાઇરે.—ગુરૂ૦
ભવસાગર જલ દુસ્તર ભારી, ગ્રાહ બસેં દુઃખદાઇરે;
ગુરૂ ખેવટીઆ પાર લગાવે, જ્ઞાન જહાજ બિઠાઇરે.—ગુરૂ૦
જન્મ જન્મકા મેટ અંધારા, સંશય સકલ નસાઇરે;
પરબ્રહ્મ પરમેશ્વર પરણુ, ઘટમેં દે દરશાઇરે.—ગુરૂ૦
ગુરૂકે બચન ધાર હિરદેમેં, ભાવ ભક્તિ મન લાઇરે;
બ્રહ્માનંદ કરો નિત સેવા, મોક્ષ પદારથ પાઇરે

પ્રથમ પિતા પ્રલ્હાદે તજ્યો, નવ તજ્યુ હરિ નામરે;
ભરત શત્રુઘ્ને તજી જનેતા, નવ તજ્યા શ્રી રામરે. ”

રૂપી પત્ની શ્રી હરિને કાજે, તજ્યા નિજ ભરથારરે;
તેમાં તેનું કાંઇયે ન ગયું, પામી પદારથ ચારરે ”

વ્રજવનિતા વિઠ્ઠલને કાજે, સર્વ તજી વન ચાલીરે;
ભણે **નરસૈંયો** વૃન્દાવનમાં, મોહન સાથે મ્હાલીરે. ”

૧૬૩. રાગ **આશામાંડ અથવા મંગલ ત્રિતાલ.**

### ૧૫૪. રાગ **ખમાચ-ત્રિતાલ.**

જીવન સાર બિચારા, કયોં મન જીવન. ટેક૦
પ્રભુ પદ સેવા ત્યાગ મૂઢ તું, ફિરે અંધ મતવારા. કયોં૦
વિષય પરાયણુ હોય જગતમે, ધર્મસેં કીયો કિનારા. ”
કામ ક્રોધ મદ વશ તું હો કર, હિત અપના ન બિચારા. ”
ધન દારા સુત કામ ન આવે, જીન પર કિયા સહારા. ”
જીસ જગમે તું ભૂલ રહા હૈ, દો દિનકા હે ગુજારા. ”
પાપ તાપ સંતાપ દુઃખસેં, જો તું ચાહે નિવારા. ”
કર **અનુતાપ** શરણુ હરિસે તું, જો જગ પ્રાણુ આધારા. ”

### ૧૬૫. રાગ **ઠુમરી ને ભેરવી મિશ્ર—એકતાલ.**

ગોવર્ધન ધારી (૨) તુજ બીન મોરી કોન ખબર લે ગોવર્ધન ધારી.
મોર મુગટ પીતાબર સોહત, (૨) કુંડલકી છબી ન્યારી. તુજ૦
ભરી સભામા દ્રૌપદી ઠાડી, (૨) રાખી લાજ હમારી ”
**મીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણુ કમલ બલિહારી. ”

### ૧૬૬. રાગ **ઠુમરી ને ભેરવી મિશ્ર—એકતાલ.**

ભજ મન ત્રિપુરારી, (૨) સોમનાથ દાદા શિવશંકર, ભજ મન૦
વામાંગે સતિ ઉમા બિરાજે, (૨) જટા ગંગધારી, શિવ (૨) સોમનાથ૦
કાશી નિવાસી દુઃખ વિનાશી, (૨) વાઘામ્બર ધારી, શિવ (૨) સોમનાથ૦
**કહે તુલસી** નિજ ભક્તજનોના, (૨) સદા દુઃખ હારી, શિવ (૨) સોમ૦

## ૧૬૮ રાગ બડહંસની ઠુમરી—એકતાલ.

તારો નેડો લાગ્યો મુજને, રાજા રણછોડરે. ટેક૦

રાજા રણછોડરે, રંગીલા રણછોડરે;

રાજા રણછોડરે, મારા ચિતડાના ચોરરે. તારો૦

## ૧૯૭. રાગ ભૈરવાની ઠુમરી—ત્રિતાલ.

મૂકી જગ જાળ હરિ સ્મરી લે તું, જો ચાહે ભવ તરવારે. ટે
જૂઠી માયા જૂઠી કાયા, મોહ ધરે તું શેમાંરે;
માથે મારો જમનો પડશે, તેથી થા તું ન્યારોરે મૂકી૰
ક્રોધ લોભ મોહ મત્સર ભારે, શત્રુઓ ગણાતારે;
તે જીતવાનું કામ કરી લે, રામ સ્મરણ રૂપ હાસેરે. ”
રાવણ સરખા તો મરી ચાલ્યા, હતી સાહેબી ભારેરે;
તેવું જો નથી તારે તો તું, કેમ ન જીવને વારેરે. ”
શાન હજી કેમ નાવી તુજને, શાસ્ત્ર સંતો કહુછેરે;
ભવ ચક્રની ઘાણી ફેરવી, ફોગટ ફેરે મરેછેરે. ”
ચેત હજી તું ચેત સવેળા, વાર નથી થઇ ઝાઝીરે;
રામકૃષ્ણ ગોવિંદ સ્મરી લે, રામ નામને બાઝીરે. ”